૧૯૪૦ના ઑક્ટોબરની તા. ૧૯–૨૦ના દિવસોમાં મુંબઈમાં

શ્રી. ચુનસુખલાલ મહેતાના

પચાસ વર્ષના ઊજવણાના ઉમંગમાં

# કલમ મંડળ

દ્વારા પ્રયોજિત

# રંગ-લીલા

**સંપાદક મંડળ**

જમુ દાણી
રમણિક સુખડીઆ
જીતુભાઈ મહેતા
રમણ વકીલ
વિલોચન ધ્રુવ
યજ્ઞેશ શુક્લ
યશવંત પંડ્યા
રમણિક ત્રિવેદી
જ્યોતીન્દ્ર દવે
શંકરપ્રસાદ રાવળ
ઝીણાભાઈ દેસાઈ
ઉમાશંકર જોષી
ભાનુશંકર વ્યાસ
સુંદરજી બેટાઈ
ચન્દ્રવદન મહેતા

કાયદાની રૂએ હક્ક
જાળવનાર બારીસ્ટરો
ફિરોઝ ભરૂચા
જયકૃષ્ણ વર્મા
ચન્દ્રકાન્ત ત્રિવેદી

જૂની અને જાણીતી
પેઢી તરફથી
પુસ્તક વેચનાર
પરમસુખ પંડ્યા

પ્રકાશક

પરમસુખભાઈ ઝવેરભાઈ પંડ્યા

એન્. એમ્. ત્રિપાઠી એન્ડ કંપની,

પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ નં. ૨.



મુંબઈમાં સેન્ડહર્સ્ટ રોડ પર
આવેલા મુંબઈ વૈભવ પ્રેસમાં
આર. એસ. ગુપ્તેએ છાપી છે;
શરૂઆતનાં આઠ પાનાં અને
પૂઠું નલિની પ્રીન્ટરીએ તૈયાર
કર્યાં છે.

# દીવાદાંડી

આ થી સરવે લોકોને રોશન કરવામાં આવે છે કે સદરહુ નાટક નામે 'રંગલીલા' કલમમંડળની લેખિત પરવાનગી સિવાય આખું કે એમાંનો ભાગ ભજવવો કે ભજવાવવો નહીં. એ માટે રજાચિઠ્ઠી નીચેના આસામીઓ પાસેથી મેળવી લેવા. રજાચિઠ્ઠી મેળવનારે પોસ્ટની ટિકિટો સાથે અરજી કરવી સહી.

[illegible]
ન્યૂ ઇરા નિશાળ
હ્યુજસ રોડ
મુંબાઇ.

રમણિક સુખડીઆ
ફેલોશિપ નિશાળ
ગોવાળ તળાવ
મુંબાઈ.

જે પુસ્તકો મફત વાંચવા માટે
પુષ્કળ રસ સેવવામાં આવે છે તેમની

# યાદી

### ચન્દ્રવદન મહેતા કૃત

આગગાડી
પ્રેમનું મોતી અને બીજાં નાટકો
અખો, વરવહુ ,, ,, ,,
નાગા બાવા
નર્મદ
મૂગી સ્ત્રી
રમકડાંની દુકાન
સંતાકુકડી
ઇલા કાવ્યો
રતન
ચાંદરણાં
ખમા બાપુ !

### ધનસુખલાલ મહેતા કૃત

છેલ્લો ફાલ
મોડી નજરે
સાસુજી
ભૂતના ભડકા
હું, સરલા અને મિત્રમંડળ
શેરલોક હોમ્સનાં સાહસકર્મો
બિચારો અને ભૂલનો ભોગ
વિનોદવિહાર
વાર્તાવિહાર
અમે બધાં
હાસ્યકથામંજરી ભાગ રજો
હાસ્યવિહાર

### ઉમાશંકર જોષી કૃત

સાપના ભારા
શ્રાવણી મેળો
ત્રણ અર્ધું બે
ગંગોત્રી
નિશીથ
વિશ્વશાન્તિ
ગુલે પોલાંડ

### સુંદરજી બેટાઇ કૃત

જ્યોતિ-રેખા
ઇન્દ્રધનુ
ગુજરાતી સાહિત્યમાં સોનેટ

### જ્યોતીન્દ્ર દવે લિખિત

મારી નોંધપોથી
રંગતરંગ
અમે બધાં

યશવંત પંડ્યા કૃત

મદનમંદિર
અ. સૌ. કુમારી
ઘરદીવડી
પડદાપાછળ

રમણ વકીલ કૃત

ત્રણ નાટકો
ઉરતંત્ર અને નાટ્યકલા
ચિત્રલેખા
પ્રણય કાવ્યો

ભાનુશંકર વ્યાસ કૃત

કેદી

ચંદ્રશંકર શુક્લ કૃત

જીવતા સોદા
ષોડશી
અર્ધું અંગ
એ પત્ની કોની
ખીલતી કળી
ગરીબની ગૃહલક્ષ્મી
સુનીતા શ્રોફ
તૂટેલાં બંધન
ઈર્ષ્યાની આગ

જમુ દાણી કૃત

મારી જીવનકથા [ગાંધીજી]
પતંગિયાં

ઝીણાભાઈ દેસાઈ કૃત

અર્ઘ્ય
ગાતા આસોપાલવ
તૂટેલા તાર
સ્વર્ગ અને પૃથ્વી

શંકરપ્રસાદ રાવળ કૃત

ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ
દયારામભાઈનું જીવન ચરિત્ર
પંચદંડની વાર્તા
હંસાવતી વિક્રમચરિત્રવિવાહ
રાવણ મંદોદરી સંવાદ
અને માંડણ
અંધારાનાં ઊખાણાં

રમણિક ત્રિવેદી કૃત

જીવન અને વિજ્ઞાન

જયકૃષ્ણ વર્મા કૃત

વર્માની વિવિધ વાતો
હિન્દી મહાસભાનો ઇતિહાસ

આમ છાપવાનું આ પાને છેજ નહીં એટલે પુસ્તકની કિંમત જે નાટકના સળંગ લખાણમાં છે પણ કદાચ કોઈને ન મળે તેથી અહીં છાપીએ છીએ. નાટક ક્યાં મળશે તે પણ નાટકમાં જાહેર કરવામાં આવ્યું છે, એટલે એ ફરીને અહીં છાપવું જરૂરનું લાગતું નથી.

કિંમત

રૂ. ૦-૧૪-૦

એટલે પુસ્તક છપામણીની મૂળ કિંમત લગભગ પાંચ આના. હજાર નકલે એટલો જ ભાગ ચોપડી વેચનારા પોતાની મહેનતના લેશે. અને ત્રીજા ભાગના પુસ્તકો ઉપર રેલ્વે, ટપાલ, તથા ઉધઈ ખાતાં ખાશે, એટલે સાતસો ઉપર પુસ્તક વેચાતાં અમારી રોકેલી મૂડી અમારા હાથમાં આવશે; જે ધન્ય પ્રસંગ સાંપડવાને સાધારણ રીતે ત્રણેક વર્ષ લાગે છે. તે પછી પ્રિય વાચક! અમે અમારી મહેનત માટે રૂપિયો રાંટો કમાઈશું. દરમ્યાન અમે ચોપડી કોઈને ભેટ નહીં આપ્યા બદલ ઈતરાજી વેઠીશું, ટીકાઓ સહીશું, ખુલાસાઓ કરીશું, પુસ્તકો સાચવવાની ચિંતા વહીશું, તે નફામાં.

—સંપાદકો

स्निग्धजनसंविभक्तं महदपि दुःखं सह्यवेदनं भवति ।

શ્રી. ધનસુખલાલ મહેતાને

૧૯ - ૨૦
ઑક્ટોબર
૧ ૯ ૪ ૦
ની
યા દ માં

# મંગળસૂત્ર

અમે મિત્ર–પ્રશંસકોએ આજે શ્રી ધનસુખલાલ મહેતાનો પચાસમો જન્મદિન ઊજવવાનું નક્કી કર્યું છે; તે રૂપિયાની થેલી આપીને નહીં, માનપત્ર નવાજીને નહીં, છબી ખુલ્લી મૂકીને નહીં, પત્થરનું પૂતળું ઊભું કરીને નહીં; પરંતુ અમને જે ઠીક લાગ્યું તે પ્રમાણે અમારી શુભેચ્છા વ્યક્ત કરવા આ રંગલીલાની કૃતિ યોજીને, તે ભેગા મળી ભજવીને.

શ્રી ધનસુખલાલ મહેતાએ પોતાની કલમે લાંબા સમયથી ગુજરાતી સાહિત્યમાં એકધારો હાસ્યરસ ફેલાવ્યો છે, ખીલવ્યો છે; એટલું જ નહીં પણ સર રમણભાઈ નીલકંઠના સમયથી અને આજે પ્રસિદ્ધિની ટોંચે પહોંચેલા કેટલાય લેખકોની પહેલાં લખવું શરૂ કરી આજ દિન સુધી એમણે ઉત્તરોત્તર એમની વિકાસ પામતી કલમ શાહી–ઝરતી રાખી છે. અને એ જ એમનો મોટો જશ છે. આજે અમે એ જશ પર કળશ ચઢાવવા નથી નીકળ્યા, પણ એ જશના ભાગીદાર થવાને આટલું સાહસ કરીએ છીએ.

હાસ્યરસ આલેખવો અને ખીલવવો એ લેખનકળામાં સૌથી વિકટ કામ છે. એ રસ્તે જતાં નાનીમોટી લાલચો પુષ્કળ આવી મળે છે. ઠઠ્ઠા, ઠેકડી, કટાક્ષ, ટાણો, ગાળ,

ભાંડ, વગેરેની એટલી બધી વાનગી વિસ્તરાએલી આસપાસ પડેલી હોય છે, કે એમાં સહેજે મન કયાંક ને કયાંક ચોંટી પડવામાંથી છટકી જ શકતું નથી. વળી મોટે ભાગે હાસ્યનો સંભાર પૂરી પાડનાર તો આસપાસની ચિત્રવિચિત્ર વ્યક્તિઓ અને એમના થકી ઊભા થતા પ્રસંગો જ હોય છે. અનેક પ્રકારની ખામીત્રૂટીઓથી ભરેલી; ઘમંડી, ટેશી, પતરાજી-ખોર, દંભી, કઢંગી, મેલી, રેંજીપેંજી, ઇર્ષ્યાળુ, મમતીલી, શેખીખોર, મનપાંગળી, તનપાંગળી, દિલપાંગળી, જાડી, બરછટ, તુંડમિજાજી, છાલકી, ભોળી, ભલી, પાર વિનાના હાવભાવે, સુમાર વિનાના કાવાદાવે ભરેલી; એમાંથી કોઈ પણ વ્યક્તિ પર હુમલો કરવાને મનશિયાળ લલચાયછે જ. શ્રી ધનસુખલાલ મહેતાનાં લખાણો બતાવી આપે છે કે એ બધા પ્રકારની લાલચને વશ થયા વિના, નિરાડંબરપણે, એમણે એ વિકટ માર્ગ કાપ્યો છે, એમાં જ એમની નિરાળી શૈલીનું વ્યક્તિત્વ છે. અમે મિત્રો તો એ નિખાલસ શૈલી-વ્યક્તિત્વ ઉપર જ મુગ્ધ થયા છીએ, અને એમને વરેલી કીર્તિમાં ભાગ પડાવવા આજે લલચાયા છીએ.

પ્રસ્તુત રંગલીલામાં આપ શ્રી નવલરામ પંડ્યાથી માંડી આજ સુધીના સુરતના હાસ્ય લેખકોની કૃતિઓમાંથી ચૂંટેલી વાનગીઓનો શંભુમેળો જોશો. એમ કરતાં અમે મૂળ લખાણને ફેરવવાની પણ બ્હીતાં બ્હીતાં હિમ્મત બીડી છે. એક સળંગ કૃતિ—અને તે ફારસ—રસને અનુરૂપ થાય એ

રીતે યોજવાના મનસુબાને પાર પાડવા ખાતર જ આ સાહસ ખેડ્યું છે. અમને આશા છે કે વાચકો તે દરગુજર કરશે જ. સુરતના જ લેખકો શા માટે–ધનસુખલાલ સુરતના છે એ માટે? ઊંડે ઊંડે મનમાં એવું તો કંઈક ખરું જ. પણ નવલરામ, રમણભાઈ, છોટાલાલ, ચન્દ્રવદન, જ્યોતીન્દ્ર, ધનસુખલાલ, એટલા જ કેમ? તો, અમારા બીબામાં એટલી કૃતિઓ બેઠી એટલા જ માટે. બાકી શ્રી અતિસુખશંકર ત્રિવેદી, કિશોર વકીલ, બ્યોમેશ પાઠકજી, શ્રી હંસા મહેતા જેવા બીજા પણ સુરતના વિશિષ્ટ હાસ્યના લેખકોને અન્યાય કરવા માટે તો નહીં જ. કાલે ઊઠીને આવો જ કોઈ બીજો પ્રસંગ સાંપડતાં સમસ્ત ગુજરાતના હાસ્યલેખકોની કૃતિઓમાંથી આવું જ કે આથી પણ ચઢિયાતું ઉપજાવી કાઢવા કોઈ પણ સમર્થ સૂત્રધારને આ કૃતિમાં જરૂર એકાદ જડ તો જણાશે જ. અમે પોતે તો આ અખતરો અજમાવી, એમાંની ભૂલચૂકે શાખી, પંચતંત્રકાર, એરિસ્ટોફેનિસ, ઇસપ, સાદી, સરવેન્ટીસ, રાબેલા, ટ્વેઈન, ડીકન્સ કે જોહેન્સકો જેવાની સબ બંદરના હાસ્યવેપારીઓની કૃતિઓમાંથી એક સળંગ વણાટકામ ઉપજાવી રંગભૂમિ ઉપર પાથરવાનો અભરખો સેવીએ છીએ. પણ એ મનસા તો આપણી પોતાની ઇલાયેદી રંગભૂમિ, આપણું પોતાનું સ્વતંત્ર નટઘર બંધાય ત્યારે બર આવે. ત્યાં સુધી તો એ વિશે ' કરવી રહી વાતો હાવાં. '

વળી આમાં અમે છેવટે નર્મદ નાટકમાંનો ૩૩ ની સાલમાં ભજવાએલી નર્મદ રંગલીલામાંનો તાપીદાસ શેઠનો પ્રસંગ જે વર્ણ્યો છે, એ વિશે જરા ખુલાસો કરવાનું ઘટિત લાગે છે. ત્યારે કેટલાક સંકુચિત મનોદશા સેવનારાઓના નાક સુગાયાં હતાં, એમણે અમારી પાછળ ગેરસમજુતીનાં જાળાં કરોળ્યાં* હતાં. જડ કરી બેઠેલા કુરિવાજો નાબૂદ કરવા તખ્તા ઉપર એની હાંસી કરવા પ્રયોગ કરતાં, એ નથી નીકળતાં એમ માનતાં યા તો અંદરખાનેથી એને વળગી રહેવાના કોડ સેવતાં, અમે જાહેરમાં કૂટ્યા એ માટે અમને ઠપકો આપવામાં આવ્યો હતો, ફરીથી ન કૂટીએ એ માટે ફરમાન કાઢવામાં આવ્યું હતું. અમે તો નર્મદે જે નાટકમાં ચીતર્યું છે, એથી પણ ઓછું ભજવ્યું હતું, ભજવવાના છીએ. આજે સો એ વર્ષે પણ ખુદ નર્મદનાં લખાણો સામે જ વિરોધ !

અમે તો કહીએ છીએ કે અમને તખ્તા પર કૂટતા અટકાવવાને બદલે જે દેખ્યું કે ખમ્યું ન જાય એવો કૂટવાનો કુરિવાજ હજી આજે નર્મદ પછી સોએ વર્ષે ગુજરાતમાં ઘર ઘાલી બેઠો છે એને નાબૂદ કરવાનો પ્રયત્ન કરો ને ? માનશો, હજી આજે મુંબાઈમાં એ રિવાજ ચાલુ છે ? તળગુજરાતમાં તો શી દશા હશે તે એ ઉપરથી કલ્પી લેજો. એવા ખરાબ રિવાજોની ઠેકડી કરવાનો ફારસ—રસમાં જમાવ કરી લોકોને

---

* કરોળવું : જાળાં બાંધવાં, જૂઠા પ્રચાર કરવા, એ અર્થમાં આ પ્રયોગ અત્યારે જ નવો યોજીએ છીએ.

ચીમકી આપવાને પ્રયત્ન નહીં કરીએ તો ક્યાં કરીએ ? એટલે આ પ્રસંગે તો અમે આશા રાખીએ છીએ કે અમને અન્યાય કરનારાઓ જરા બહોળા દિલથી નજર લંબાવશે ખરા.

## અને હવે સુરત

સુરત તે સુરત. આજે તો નથી એ સોનાની મૂરત, બની છે કદાચ રોતી સૂરત. પણ ના. એમ કહેવામાં એને અન્યાય થાય છે. ચોર્યાસી બંદરની કૃતિઓ એકઠી કરી ભજવવાનો અભિલાષ તો પાર પડે ત્યારે, પણ અત્યારે તો જ્યાં ચોર્યાસી બંદરના વાવટા ઊડતા, એ મથકના થોડાક શહેરીઓની કૃતિઓ ભેગી કરી ભજવવામાં સંતોષ લઇએ છીએ. લખ ચોર્યાસીના ફેરા ફરી છેલ્લો ફેરો હોંસથી ફરનારની જેમ, સુરતમાં આજે ત્યાસી વાવટા ફરફરતા ભલે અલોપ થઈ ગયા, છતાં એક વાવટો એ જ ફરફરાટથી હજી ફરકી રહ્યો છે. કદાચને સુરતની હસ્તી નાબૂદ થઈ જાય તો પણ સુરતવાસી જ્યાં જ્યાં હશે ત્યાં એનો એ પ્રેમશૌર્યઅંકિત કુસુંબિત ધ્વજ તો ઝળહળતો રહેશે જ. એ જાહોજલાલી, એ રોનક, ધનની એ રેલમછેલ નહીં હોય; ગોપીપુરાનું ગૌરવ કે નાણાવટની નાણાનદી, બરાનપુરીની ભભક કે હોરવાડ ઝાંપાની જાહોજલાલી, સલાબતપરું, મહિધરપરું, નાનપરું, શાહપોર, જદાખાડી કે રાણીતળાવની સુરખી કે

મિરઝાંચકલાનો અયેશ–આરામ, કોટ સફિલ કિલ્લો નદી કે નદીપારની ફરતી લિજ્જત નહીં હોય, તો પણ દાયકે દાયકે જાતજાતના કવરધા ઘા ખાવા છતાં, કારી જખમો પડવા છતાં, સુરતમાં અત્યારે મૌજુદ છે, અને રહેશે, તે એક સુરતીલાલા સહેલાણી. એ એની રહેણુકમાં છે, બેઠકમાં છે; એની જબાનમાં છે, એના જીગરમાં છે. એક સામટાં પાંચસો હજાર ઘર બળે એવી આગ આવો, કે ચપટીમાં એ ઘરો તણાઈ જાય એવી રેલ આવો; ધોળે દિવસે હીરા-મોતીના દુકાને બંધાતાં તોરણો લુંટાય એવા લુટારૂ આવો, કે બેજુબાવરા જેવા સંગીતાચાર્યોના જીવ જોખમાય એવી કતલો આવો; દુકાળ લીલાકાળ • દેશીપરદેશીઓના હલ્લા આવો; સુરત એનું સહેલાણીપણું છોડશે નહીં, સુરત રોતી સૂરત કદી બનશે નહી. આજે એને માણેકઠારી પુનેમ ઓછી પડે છે, એટલે બીજે દિવસે ચન્ની પડવો ઊજવે છે. એમ સંક્રાન્તિ પછી વાસીસંક્રાન્તિ, આઠેમ પછી છડીનોમ, વાર તહેવારો ઉપરાંત પણ, પોતાના નવા તરેહવાર વાર મહાલવા માણવા ઉપજાવી કાઢે છે. ધનદોલત બિસ્વાર નથી, છતાં એને હજી આજે પોતાના ગામની ચતુરંગી ક્રિકેટ ખેલવી છે, રેસકોર્સ ઉઘાડવું છે, પોતાનું વાજું પરપ્રાન્ત મોકલવું છે, પોતાની મિઠાઈ પરદેશ મોકલવી છે. એક કાળે હાથી બંધાતા હતા, આજે હજી શેરી શણગારી હાથીઓ મહલાવવા છે. ગરબીઓમાં કમળ જેવી રાધા આજે

હયાત નથી, છતાં રાધાની લહેકે ગીતગરબા ગાવા છે, દર શ્રાવણ મહિને સવારે ભજનમંડલી ફેરવવી છે, પતંગો ચગાવવા છે, ઘોઘરરાણા પૂજવા છે, ગોરમા ગાવી છે, ઘીસોના વરઘોડા કાઢવા છે, બલદોડની શરતો કરવી છે, જૂગારસટ્ટો ખેલવો છે, હોડીની સહેલ માણવી છે, કારીગરીભર્યા તાબૂતો બનાવી નદીમાં ડુબાડવા છે, આતશબાજી ઉડાવવી છે સંઘ, મહાજન ચોર્યાસી ને ગંભાર જમાડવા છે. મહેમાનોને સોનારૂપાને ફુલડે વધાવવા છે. જે કોઈ પ્રસંગ સાંપડે ત્યારે સુરતી પ્રજાને સહેલ કરી માણવું મહાલવું છે, શોખ કરી શેખાઈ કરવી છે, ઇશ્કે મિજાજી ભોગવવી છે, બોલવે ચાલવે હાવભાવમાં લહેકવું છે, વાણીવૈભવમાં 'છો થઈ જાય' કરી મહેકવું છે, મનમોજી થઈ, જરા બાંકે લાલ બની ફક્કડભાઈ થઈ 'અજી વાહવા' કરતાં બહેકવું છે. ઝીણવટથી જોનારને આ બધું એના દિમાગમાં દેખાશે, આ બધી અદાકારી એની જબાનમાં જણાશે. ધંધાદારી વર્ગમાં ઓર ખૂબીથી પથરાએલી એ તરી આવશે. એના વણિક સોની મહાજન, એના કણબી વણકર શેઠ, એના વ્યવહારકુશળ વહોરા વેપારી—નાનેથી મોટા, બધા જ સુરતે વિશિષ્ટ કરેલી પોતાની જબાંશૈલીમાં રાચતા સંભળાશે; એવી ખાસિયતવાળી એની ભાષા છે. લહેકાભર્યા ટોળ, ઠઠ્ઠા, મજાક વગેરેનો બુટ્ટો ઉઠાવવાનો આ વણાટમાં મદાર છે, એ તો આ વાંચતાં કે ભજવતું જોનારને સહેજે જણાયા વિના નહીં જ રહે.

એવી છે સુરત, અને એવા છે એના સુરતીલાલા સહેલાણી. એની હાલત જોઈ એની ગોદમાં નર્મદ રોયો છે, મલબારીએ પણ આંસુ સાર્યાં છે. એના ચૌટાચોકમાં એકઠી થતી દોલત મુંબાઈ તરફ ઢળી છે; મુંબાઈ બહાર જાપાન, બરમા, આફ્રિકા, યુરોપ તરફ વિસ્તરી છે. હજી પણ દેશદેશાવરના ઘણાં બજારમાં એનો એકકો સર પડે છે. એમ સુરતનું હીર-ખમીર સુરત બહાર ચાલ્યું ગયું છે. છતાં આજે પણ સુરત નથી રોતી સુરત—એ છે હસતી સુરત, માનગુમાને મગરૂર સુરત, ટોળટપ્પાએ, આનંદઓચ્છવે ભરપૂર સુરત. કેવા કેવા કારી જખમ પડ્યા છે! કેટલા તો કદી નહીં રૂઝાય એવા ઊંડા ગયા છે, છતાં હાસ્યતરંગે એ સૌ ઢાંકી, એ કેવું ખુશમિજાજી જીવન જીવી રહ્યું છે! પગું પગું પણ તને ધન્ય છે સુરત! સુરતી લાલાની સહેલ શેખાઈ તેમ જ એની ભાષાના મીંડમરોડ ધ્યાનમાં રાખી આ કૃતિ સમજવા અમારી અરજ છે.

## અંતરકથા

અને સુરતની કથની જેવી જ મોટા ભાગના હાસ્યરસના લેખકોની અંતરકથા હોય છે, એ રહસ્ય હવે ધીમે ધીમે જનજાણીતું થતું જાય છે. લોકોને રંજન કરનારા અક્ષર દેહની નીચે ઘણીવાર હૈયામાં એક નહીં, અનેક મૂગી કિકિ-યારીઓ ઠરી રહેલી હોય છે. એ છાણાધૂણીના ધૂંઆમાંથી

અળગા રહી લેખકે લખવું રહ્યું હોય છે. લોકોને રંજન જોઇએ છે. કોઇકિ વાર કેવળ વાંચનથી ન સંતોષાતાં, વિના વાંચને પણ હાસ્યરસના લેખક ઉપર હસાવવાની વિનયભરી જોહુકમી આવી પડે છે. હાસ્યરસિક લખાણો લખવાનો ગુન્હો કરનાર લેખકે મૂગે મોઢે એ પરિસ્થિતિનો પણ સામનો કરવો રહ્યો; અને ઘણીવાર એવી કપરી કસોટીમાંથી એણે ન છુટકે પસાર પણ થવું રહ્યું. હૈયાં પંપાળતી વાત–હાર્યાં આંસુ ઓગાળવાની વાત, તો બાજુએ રહી, પણ અંતરની ભીતર સમજવા જેટલો પણ સમભાવ કોક વાર તો એ લેખકને ભીખવો પડે છે, અને તેમ ભીખ માંગતા પણ એને મળતો નથી એવી છે એની મૌન કથા. સુરત શહેર પર ઓછી વીતી છે ?—હજી કંઈ વધારે વીતવી બાકી પણ રહી છે ખરી ? અને છતાં શહેર છે સહેલસપાટે મશ્ગુલ. એવી છે હાસ્યના લેખકની માનસકથા. ખરેખર એની કરુણ કથાને અંત જ નથી. જીગરના કારી જખમોને, હૈયામાંની મૂગી ચીસોને, અકથ્ય એવી અંતરની વેદનાઓને, હાસ્યના છાંટણે હારી ઢાંકનાર વિરલાઓમાંના એક શ્રી ધનસુખલાલ મહેતા છે, એ અમે જાણીએ છીએ, નિકટ રહી વધારે ઓળખવાનો દાવો કરીએ છીએ. એમના ચચરતા દિલ ઉપર, કચરાતા ભીતર ઉપર વીરતાથી વિનોદનો અંતરપટ ધરતા પણ અમે એને જાણ્યા છે. એ પરમાણી, એમની કીર્તિમાં જેમ ભાગ પડાવવા અમે નીકળ્યા છીએ

તેમ, એમની સંવેદનામાં પણ ભાગીદાર થવાને આ તકે અમે તત્પર થયા છીએ. કીર્તિના ભાગલાગ તો અમે વહેંચશું જ, પણ એ સંવેદનના સંગાથી અમને થવા દેવા કે નહીં એ એમની મુન્સફીની વાત છે, પણ આ મંગલ પ્રસંગે એમને એટલી અરજ કરવામાં અમે ફક્ત અમારો ધર્મ જ બજાવીએ છીએ.

છેવટે આ ઉજવણા પ્રસંગે અમે સૌ એક પ્રાર્થના કરીએ છીએ. પ્રભુ ! એમના હૃદયના ધુંધવાતા અંગારા ઠારી, એમને નવચેતનવંતી શાંતિ આપો. અને હૃદયની શાંતિ મળતાં ચિરાયુ તો આપોઆપ મળી જ રહેશે.

કલમ મંડળ

મુંબઈ વૈભવ પ્રેસ, ગિરગામ–મુંબઈ.

# રંગ • લીલા

## રંગ–પહેલો

[ શરૂઆતમાં ઢોલ, નગારાં, શરણાઈ પીપી વગેરે વાગે છે. એ દરમ્યાન પડદો ઊપડે છે અને તખ્તા ઉપર સૂત્રધાર સ્વરૂપે રંગલો રંગમંચની બધી દિશાઓ તરફ જોતો દેખાય છે.

બે ત્રણ જણ ઉતાવળે આમતેમ દોડતા પણ નજરે પડે છે, અને રંગલો તાળીઓ પાડી એમને બોલાવે છે. ]

**રંગલો :** અલ્યા, પણ આ છે શું ? અત્યારથી શેની ધમાલ માંડી છે ?

**એક જણ :** અરે પણ નીકળી ગઈ; નીકળી ગઈ.

**બીજો :** હા, હા; નીકળી ચૂકી, ચોક્કસ.

**રંગલો :** અરે પણ અક્કલના ઓથમીર, શું નીકળી ચૂકી ?

**પહેલો :** અરે મારા કરમના કોથમીર, ઘીસ નીકળી ચૂકી ઘીસ.

**રંગલો :** ઓ એમ ! મારા વહાલાઓને જ્યાં જોઈએ ત્યાં ધાડ જ ધાડ ! હજી તો કેટલી બધી વાર છે, અને આ શી ઉતાવળ ? એઈ ! એઈ ! જરા આમ આવ, આમ. કાંથી નીકળી ચૂકી ?

**પહેલો :** નીકળી ચૂકી, મારા બાપ, નીકળી ચૂકી. પાણીની ભીંતથી નીકળી ચૂકી.

**બીજો :** હીહીહીહી, અરે પાણીની ભીંત શું, છક્કા પીરથી નીકળી ચૂકી.

**પહેલો :** અરે જા જા, ડક્કા ઓવારેથી નીકળી ચૂકી.

**બીજો :** નહીં, રાણીના તળાવ આગળથી નીકળી ચૂકી.

**પહેલો :** અરે, હવે જા જા, જુઠ્ઠા, ગોપીઓના પરામાંથી નીકળી ચૂકી.

**ત્રીજો :** ( ઉતાવળે ) એઈ ! એઈ ! નીકળી ચૂકી.

**પહેલો :** કાંથી ?

**ત્રીજો :** સેતાનોના ફળિયામાંથી નીકળ્યું ને ખપાટિયે ચકલે પહોંચ્યું. ત્યાંથી ગયું નર્મદ ચકલે.

**રંગલો :** અરે તું છે જ ખપાટિયા જેવો. ( થોભીને ) આ કહે છે કે નીકળી ચૂકી. તું કહે છે નીકળ્યું અને પહોંચ્યું—તે છે શું ?

**બીજો :** એ ભટ્ટજી, મી. ભટમજી !

**રંગલો :** મારો બેટો ભટ્ટજી ને ભટમજી ને બેટમજી જેમ આવે તેમ ભચડે છે ! એ ! મારું નામ તો છે રંગલો.

**ત્રીજો** : હાં, તો એ મી. રંગલાજી, અહીં કોઈ કમળાશંકરના વ્યાકરણ ગોખવા નથી બેઠા સમજ્યા ને. આ તો વાત એમ છે કે ઘીસ તો હજી નથી નીકળી, પણ ઘીસનું એક ટોળું નીકળી ચૂક્યું. ચલો, ચલો, એ તો જોઈએ. ( જાય છે. )

**રંગલો** : હાં, હાં, હવે તમારી અક્કલનો ઇસ્કોતરો ઊઘડ્યો ! બરાબર. જાઓ, જાઓ ભાઈ, જુઓ. હું શાળો વિચાર કરું છ કે આ બધું ગોઠવનાર હું. હેં ! આ બધાનો સૂત્રધાર હું, અને મને જ કહેવા નીકળ્યા કે નીકળી ચૂક્યા ! હજી તો નટીઓને મેં શણગારી પણ નથી. જરા આમ માથે ગજરો પહેરાવશું, જરા આમ લટક મટક ચાલતાં શીખવાડશું; હં, અને આમ ચીપટીનું ફરતું લુગડું પહેરાવીશું, અને આમ અચકાઈ મચકાઈ માથે સાળુ સાડીનો છેડો ઓઢતાં બતાવીશું, કપાળે બે ચાંલ્લા ચોડતાં શીખવીશું—

**શિવકોર** : ( પ્રવેશ કરીને ) એ રે'વા દેજો, એ રે'વા દેજો, તમારી લાબરી રે'વા દેજો.

**રંગલો** : મારા બેટા એમની મેળે તૈયાર થઈને નેહરી પડ્યાં !

**શિવકોર** : ખબરદાર ! અમને આવડે છે, સમજ્યા ને.

**રંગલો** : કલ્યાણિકા ! કાન પકડ્યા.

**શિવકોર** : સુરત શહેરે મનસુબો કર્યો છે કે સૌ કોઇએ શુદ્ધ ભાષા બોલવી, શુદ્ધ ભાષામાં લખવું, શુદ્ધ ભાષામાં વ્યવહાર રાખવો. બોલ્યા ' નેહરી પડ્યા. '

**રંગલો** : અરે શિવકોર ભટાણી ! તમે તો ખરાં છો ભોળા ભટનાં ભોળાં ભટક ધણિયાણી. આ તો નાટક–રંગલીલા. આપણા ઇબાદતે આરામ, આલિશાને દિલારામ, મુઝફ્ફરે સાકી જામ, શહેરે સુરતના—

**શિવકોર** : રેડીઓ પર તો નથી બોલતા ને ?

**રંગલો** : ઓ ભગવાન ! અલ્યા તમે નાટકમાં લખેલું, તમને ગોખાવેલું જ બોલવાનાં છો કે આમાં પણ માંહેનું ગોપીચંદન કરવાનાં છો ? આવું કરશો તો મારી મહેનતની ધૂળધાણી અને ઈજ્જતે આબરૂની ફનાફાની કરી નાંખશો.

**શિવકોર** : હવે નહી કરીએ. શું કહેતા'તા તે કહી નાખો ને.

**રંગલો** : વાત એમ છે કે આપણા સુરત શહેરના જાણીતા હાસ્યરસિક લેખક, ગોપીપુરા અને સેતાન ફળિયા એની વચ્ચેના વાસી—

**શિવકોર** : હા, ગોપીઓના પરામાં અને સેતાનોના ફળિયામાં—એની વચ્ચેના વાસી.

**રંગલો** : શ્રીયુત ધનસુખલાલ મહેતા—

**શિવકોર** : હું સરલા અને મિત્રમંડળ—

**રંગલો** : નહીં.

**શિવકોર** : તો ?

**રંગલો** : સાસુજીનો છેલ્લો ફાલ.

**શિવકોર** : ઓળખ્યા, ઓળખ્યા.

**રંગલો** : એને આજ દિને ઓકટોબર, ૧૯૪૦ તા. ૧૯–૨૦ ના સન્ધિકાળમાં વરસ પચ્ચાસ પૂરાં થતાં તેનું ઊજવણું કરવાનાં છીએ.

**શિવકોર** : ઊજવણું કરવાનાં છીએ ?

**રંગલો** : (ભાષણ પેઠે) તેથી કરીને—અમને એમ લાગે છે કે—

**શિવકોર** : જરા ઊભા રહો. મૂઆ તમે સૂત્રધારના થનારા, અને નાટકના લખનારા. આ ભાષણ કરવા મંડ્યા તે પ્રેક્ષકોને કંટાળો આવશે. માટે બીજી સાહેલીઓને બોલાવી લાવું. અને આ ખાલી દેખાતી રંગભૂમિ ઉપર જગા પૂરવા ઊભી રાખું. (જવા માંડે છે.)

**રંગલો** : એ ના ના ના ના, ઓ શિવકોર ભટાણી—એ શિવકોર ભટાણી, આમ આવો. જુઓ એમ કાચું ન બફાય. એમ ઉતાવળ ના થાય. એમ બધા શણગારેલા ઠાઠને અહીં ઠૂંઠાં જેવાં લાવી ઊભાં નહિ રખાય. હવે ટૂંકમાં, એમ છે કે સુરત શહેરના જાણીતા હાસ્યલેખક નવલરામથી માંડીને આપણા સર રમણભાઈ નીલકંઠ, છોટાલાલ જાગીરદાર, ચન્દ્રવદન મહેતા, જ્યોતીન્દ્ર દવેનાં લખાણોમાંથી એકઠો કરેલો ચવચવનો મુરબ્બો પ્રેક્ષકોને પીરસવાનો છે.

**શિવકોર** : અરે વાહરે મારા સૂત્રધાર રંગીલા રંગલાજી ! એમાં તમે સુરતના જ અને વળી હાસ્યરસના લેખક ખુદ ધનસુખલાલને જ ભૂલી ગયા ને !

**રંગલો** : અરે અંબાભવાનીમા, એ તો આજના કારજના વરરાજા જ છે. એમને તો છેવટે ચાર ચિતા વચ્ચે પધરાવશું જ ને.

**ભોળાભટ્ટ** : (અચાનક પ્રવેશીને) અરે ધૂળ પડી તમે સૂત્રધારના થનારામાં.

**રંગલો** : અરે ભોળાભટ્ટ ! તમે એમ હમણાં ક્યાંથી ફૂટી નીકળ્યા ? જાઓ, જાઓ, તમારા પ્રવેશને તો હજી વાર છે.

**ભોળાભટ્ટ** : અરે પણ ભાઈશાબ, તમે તો અહીં મારી ભટાણી સાથે ભટેણું કર્યા કરો અને ભુંસું ભર્યા કરો, તે કેમ સહેવાય ? પચાસે વરસે ધનસુખલાલને કાં વરરાજા બનાવી પધરાવવા નીકળ્યા છો ? પેલા નવલરામના ભટના ભોપાળામાં એંસી વરસે નથ્થુકાકાને વરઘોડે ચઢાવવાના છે. એ ડોસાને અમે ટાંકાટૂંકી બાંધી અંદર તૈયાર કર્યો છે. પણ ડોસો છે મહા જબરો. એક ટાંકો તૂટે છે, અને સો સાંધે બસો વાંધા ઊભા કરે છે. જરા રાહે ગાડું ચલાવો ભાઈશાબ.

**રંગલો** : ઓ બાપલા રે! પહેલે કોળીએ માખી બમણી રે, મારા ભગવાન!

**શિવકોર** : અરે પોક તો છેવટે મૂકજો. અત્યારથી કાં ભગવાનને રડો છો? જો સીધું નાટક ભજવવું હોય તો આ લો ચોપડી રંગલાજી, વાંચો. અને એમાં જેમ હોય તેમ હવે ચલાવો આગળ.

**રંગલો** : હાય હાય! અહીંઆં આ ચોપડી કયાંથી તમે લઈ આવ્યા?

**ભોળાભટ્ટ** : કાંથી કેમ? બીજાની જેમ મફત વાંચવા નથી લાઇવા, હા! પણે શાહજાદી મહોલ્લામાં ત્રણ વેદના પાઠ કરનાર એન. એમ. ત્રિપાઠીને તાં મળે છ. તાંથી લાઇવા છ. ચૌદ આના આઇપા છ. સમજ્યા?

**રંગલો** : અરે પણ એમ ચોપડી રાખશો તો આબરૂના કાંકરા થઈ જશે.

**ભોળાભટ્ટ** : તો એમાં નવાઈ પણ શી?—ઘણા ખલાસીએ વહાણ ડૂબે. એકે બાબતનું છે એમાં બરાબર?

**રંગલો** : અરે તમે ભાંગરો નહીં વાટો. અંદર જાઓ હમણાં. આ પાનું મળ્યું. જાઓ તમને તો હજી વાર છે. જાઓ પેલા ઘીસના ટોળાને આવવા દો. (ભોળાભટ્ટ ને શિવકોર જાય છે)

[અંદરથી નગારાનો અવાજ. ટોળાને મોખરેથી એક બે મહાજનો આગળ આવે છે, ભપકાબંધ અને ઘીસના વેષમાં.]

**પહેલો** : વાહ રાજ્જા! સેની જમાવટ ધારી છ?

**રંગલો** : અરે શું કરું મહાજન? આ પહેલાં તો નવલરામ પંડ્યાનું ભટનું ભોપાળું ખુલ્લું થાય છે.

**બીજો** : અરે પણ રાજ્જા, પેલો નવાબનો સીન ક્યારે લાવસો?

**પહેલો** : હા રાજ્જા, કંઈ એમાં ગરબો બરબો છે કે આમ લુખ્ખું જ?

**બીજો** : રાજ્જા ! કંઈ છટક મટક વિના મજા નહિ આવે. નવાબના સીનમાં કાંઈ નાચ મુજરો તો થસે કેની ?

**રંગલો** : જાઓ જાઓ, શેઠ હવે તો જમાના ગયા એ. પૈસાદારના દીકરા પરણવા નીકળતા તો વરઘોડામાં ફેરઓ કરતી રામજણીઓ ચાલતી.

**પહેલો** : હા રાજ્જા, ને હવે તો પૈસાદારના દીકરા દીકરી નાચવા નીકળ્યા છ. મારી બેબીને માટે મેં કાલે જ ડાન્સીંગ ટીચર રાઈખો છ.

**બીજો** : વાહ રાજ્જા, બરાબર છે. તો એવો તો નાચબાચ રાખસો ને? અને ધત્તુભાઈનું ઉજવીએ, તે પછી છેવટે વરો પણ જમાડસો ને-રાજ્જા ?

**પહેલો** : હા હા, થઈ જાય–એમાં શું–ઘેભર, ખાજાં, બીરંજ ને મઠો.

**રંગલો** : બાપ લાખ ચુમ્માલીસના ને દીકરા વ્યાજમાં ડુઇબા. ચલો શેઠીઆઓ, આ રંગલીલા આગળ ચાલવા દેશો હવે ?

**પહેલો** : અરે આગળ શું ચાલવા દે? પેલું ઘીસનું ટોળું આગળ નથી ચાલતું. એ તો પણે બેઠા અઠાઈ–દુવારકા. હવે તો તમે ઉઠાડો તો છે.

**બીજો** : અરે ના, ના. એ આઈવા. જુઓ રાજ્જા, તાપીદાસ શેઠની બોલબાલા. કેવા ખીઈલાછ ! જરા હજી ખીલાવસો તો ઓર રંગ જામસે.

[ ત્રાંસાં, ખંજરી, ઢોલ, લોખંડી ત્રિકોણ, ડફ વગેરે વગાડતું, બેપાંચ મોખરે છે એવું ઘીસનું ટોળું તાલમાં પગલાં માંડતું આવે છે, બેસે છે; ઊઠે છે, બેસે છે. અન્તે ચાલ્યું જાય છે. ]

**રંગલો** : ચાલો ભાઈ, ચાલો, હવે પેલા ભટભટાણીવાળું થવા દો. અને પેલા બુઠ્ઠાને પણ આગળ લાવો. બાકી આ તો છે બધા સુરતીલાલા સહેલાણી. પારસી કવિ બેરામજી મલબારી લખી ગયા છ કેની તેમ.

[ રંગલો ગવડાવે છે. બે ત્રણ શેઠીઆ ઝીલે છે. ભજવતી વખતે આમાંનું થોડું જ ગવડાવવું. ]

છેલછબીલા મન મોજીલા, સુરતી લાલા સહેલાણી,
વાડી, ગાડી, લાડીમાં, તેં કીધી જિંદગી ધુળધાણી.
સોદાગર સંસ્થાન તું સૂરત, શું વેનીસ શું ઈસ્તંબોલ–
તારા આગળ જાય વટાવે, દોલત મહિમાનું નહિ તોલ.
બિગડી નજર દેખી પરદેશી, બિગડી વળી તુજ લક્ષણથી,
મોહમેદન ઉત્તરથી ઉલટ્યા, ચઢ્યા મરાઠા દક્ષિણથી.

( ઝૂલ )

બહુ લક્ષણ તારાં બૂરાં;
હજી પાપ હશે શું અધૂરાં ?
ફળ સર્જિત ખાશે પૂરાં;
હજી ચાખીશ કૈંક અસુરાં.

વાર થતાં પૂરી તુજ સરજત–શાસનની હદ લંબાણી,
વાડી, ગાડી, લાડીમાં તેં કીધી જિંદગી ધુળધાણી.

* * *

મોજમઝા ને ખાની પીની, હડખું લાગ્યું રૈયતને,
ગજું પારકું નહિ પોતાનું જુએ જનમ કે મૈયતને.
હર બ્હાને દોલત તો ઉડાવે, ભેગી કરેલી વડવાની,
મોટા નાના નાચ નચાવે, સર અવસર વણ ઉજાણી.
શાલ દુશાલા દિલે લપેટી, પાન સોપારી ભરી મુખવાસ,
બગી પાલખી બેસી પારખ, "ઈજન" કરવા નિકળે ખાસ.
ઘેર ઘેર ભમતા થઈ ભાવિક, "કૃપા કરોજી આજની રાત;
આપ પધારે દેવ પધાર્યા, માનીશ હું મનથી સાક્ષાત્."
નાચ ને મુજરા, ફુલના ગજરા, ઉડે ફુવારા અત્તરના,
દેશ દેશથી આવે ગવૈયા, વરસ સાઠથી સત્તરના.

( ઝૂલ )

ડફ્ તબલા, સારંગ સિતાર,
પેંડા બરફી, માઝમ મા૨;
શરાબ શરબત, લે પોબાર,
નાચ રંગ ને જાર જુગાર.

ઈન્દ્રપુરી સમ આ સહુ મહિમા, સસ્તી નાચતી ઈન્દ્રાણી,
વાડી, ગાડી, લાડીમાં તેં કીધી જિંદગી ધુળધાણી.

[ રંગલો આ ગવડાવતો ગવડાવતો બધાને લઈને અંદર જાય છે. તરત જ પડદો ઊપડે છે. પૂજા કરતા ભોળાભટ્ટ બેઠા છે. શિવકોર ભટાણી પ્રવેશે છે. ]

**શિવકોર :** સાંભળો. મેકુ ! એ સાંભળો છ કે ? તમે છો કની, સાવ અફીણી. પૈસો ટકો કમાવો નહિ, અને ફક્કડલાલા થઈને ફરવું. અફીણ ખાવું, અને આળસુના પીર થઇને પડી રહેવું.

**ભોળાભટ્ટ :** ( ગાય છે. )

પરભાતના પ્હોરમાં ઊઠવું આળસ તજી,
કદી ન બે પ્હોર દેવા જ થાવા;
ઊઠીને ચોટલી ઝપટ છટકારીને,
તાણી સીંગોડું સટ, બેસવું ખાવા.
કામિની કકળી રહી, ત્યાં શી સન્ધ્યા પૂજા,
નીકર ધંધા બીજા શા છે ભટને ?
ભાંગ ને ભસ્મ ભાવે ધરી ભીખવાં,
ભીખી ભીખાડવું જગત જડને.

**શિવકોર** : અરે રામરામ ! મને આવા વરને દીધી એના કરતાં પીપળાને કાં ન દીધી ?

**ભોળાભટ્ટ** : ઓ ભગવાન ! મારા ક્યા ભોગ લાગ્યા કે મારે કરમે આવી કુભારજા ચોંટી !

**શિવકોર** : અરે જાઓ, એ તો તમારા ધનભાગ્યેગ કે મારા જેવી કન્યા મળી. બાકી આ કાગડાની કોટે દહીંથરૂં ક્યાંથી ?

**ભોળાભટ્ટ** : એઈ ! એઈ ! કેમ કાંઈ બહુ બ્હેકી છ કે ? ઘરમાં ખાવાનું તો છે નહીં. તારા જેવું દહીંથરૂં હોય તો તને જ નહીં ખાઈ જાઉં ?

**શિવકોર** : તે જ કહુંછની. ઓ ભૂખડી બારસ ! હવે તો ઘરમાં હાલ્લાં કૂટાય છ. આ બીજું હું તમને કહું છ—

**ભોળાભટ્ટ** : હાય ! હાય !

**શિવકોર** : અરે ઘરમાં ખાવા નથી.

**ભોળાભટ્ટ** : હાય ! હાય !

**શિવકોર** : પહેરવા લુગડાં નથી.

**ભોળાભટ્ટ** : હાય ! હાય !

**શિવકોર** : સૂવાને ફાટી તળાઈ પણ નથી.

**ભોળાભટ્ટ** : ઓ ભગવાન, હાય ! હાય !

**શિવકોર** : પીટ્યા અશીણિયા, તારે તો બધી હસવાની જ વાત છે.

**ભોળાભટ્ટ** : એઈ સમાલજે હોં ! મારો સ્વભાવ તો તું જાણે છ.

**શિવકોર** : જા જા, તારા જેવા તો બહુ જોયા છ, છોકટા !

**ભોળાભટ્ટ** : કેમ એ ભટાણી ! હવે હદ થાય છે. આ બાંધ્ય ચડાવું એટલી વાર છે. હાડકાં ખોખરાં થઈ જસે. અને પોક મૂકી રડવું પડશે.

**શિવકોર** : ત્યારે સું કરું ? રળતા કમાતા સું તાઢિયો તાવ આવે છ ?

( અંદરથી ઠોકાઠોક થાય છે )

ઓત્તારી, એ કોણ હૈયાફૂટું વળી આપણું ઘર પૂછતું આવ્યું ?

**ભોળાભટ્ટ** : એ જ વાત છેની, કરમફૂટી. આ ભોળા ભટજીને લક્ષ્મી ચાંલ્લો કરવા આવી.

**શિવકોર** : કૈયો ચાંલ્લો કરવા આવી.

**ભોળાભટ્ટ** : આપણા નથ્થુકાકા છે કની —

**શિવકોર** : શેઠ ?

**ભોળાભટ્ટ** : હા, તેને હવે વરઘોડે ચડાવવા છ.

**શિવકોર** : એંસી વરસે ?

**ભોળાભટ્ટ** : અરે આ તો પાંચમી વારની. પણ એ મરે તો છઠ્ઠી વાર પણ ચઢાવીએ, સમજી. તે એને માટે ચૌદ વરસની કન્યા સોધી લાઈવા છ. તે કન્યા છે કોઈ બીજા જુવાનિયાના પ્યારમાં.

**શિવકોર** : તે હોય જ ને. ચૌદ વરસની છોકરી તે એંસી વરસનાને શું પરણે ?

**ભોળાભટ્ટ** : અને આપણે કન્યાને પાઠ ભણાવી દીધો છ કે અક્ષર બોલવો નહિ.

**શિવકોર** : મૂગી બનાવી છે ?

**ભોળાભટ્ટ** : અને લગનને દા'ડે એનો આશક આવીને એને ઉઠાવી જસે.

**શિવકોર** : વાહવાહ ! મારા અક્કલના ઇજારદાર.

**ભોળાભટ્ટ** : અને આ શેઠને હજામ અને કમાલખાં બે વળગાડી દીધા છ. તે એ બુઢ્ઢાને જુવાન બનાવશે.

**શિવકોર** : મદન ગોપાળકી જે.

**ભોળાભટ્ટ** : અને ડોસાડોકરાને ભાંગ બહુ ભાવે છે તેમાં લટ્ટુ બનાવીને ફજેતો ઉડાવસું.

**શિવકોર** : પણ તેમાં તમારું શું પાકયું ?

**ભોળાભટ્ટ** : અરે બોઘી ! આપણે તો ત્રણે બાજુથી કમાણી.

(ડોકાડોક વધે છે)

હા, હા. ઊભા રહો. એમ ઉતાવળ કરો તે ન ચાલે. પૂજામાં બેઠો હોઉં તેનું કેમ ? લે જા ઉઘાડ. જો ડોસાનું રૂપ જોઈને મોહમાં નહી પડી જાતી. સમજી કની ?

**શિવકોર** : (જતાં) વારુ, હવે ગમે તેમ ફાયદું ફાયદું નહીં બોલો.

**ભોળાભટ્ટ** : અરે જો તો ખરી, હવે બેડો પાર. આ એક કિસ્સામાંથી વરસની કમાણી કરી લઇશું. સમજી કની ! તું તારે અંદર જા અને બધો તાલ જોયાં કર.

[ ભટ્ટ ઊઠે છે અને નથ્થુશાને હજામ તથા કમાલખાં સાથે અંદર લાવે છે ]

**ભોળાભટ્ટ** : આવો આવો, પધારો નથ્થુશા, શેઠજી પધારો. કેમ આ સાથે કોને લાઇવા છ ?

**નથ્થુશા** : આને નહીં ઓળખ્યો ? ઓટ્ટારીની ! અડે આ ટો હજામ છે હજામ.

**ભોળાભટ્ટ** : ઓ હો હજામ ભગત, અમદાવાદી ગાંઇજો, સુરતી ચોંયો, અને ગુજરાતી હજામ.

**હજામ** : એઈ ભટજી, લાંબી લપલપ નહિ......જુઓ.

**ભોળાભટ્ટ** : વારૂ ભાઈ, લપલપ નહીં. વાવડી ચસકીનો મિજાજ કેટલો છે ? વારૂ બોલો–શી આજ્ઞા છે ?

**હજામ** : આજ્ઞા શી–જો, વેવાઈ આવે એ પહેલાં શેઠને ટૂંપવાના છે.

**ભોળાભટ્ટ** : ટૂંપવાના છ ?

**કમાલખાં** : ધોલેમેંસે કાલે નિકાલનેકા હય.

**નથ્થુશા** : અબે લટ્ટુ ! કાલેમેંસે ઢોલે કાઢનેકા હય.

**હજામ** : હાં, ઐસા. અને તેથી અમે અહીં વહેલા આઈવા છીએ. કે જેથી સેઠને બરાબર તૈયાર કરી શકાય. તમે ને ભટાણી અંદર તૈયાર કરો. સમજ્યા ?

**કમાલખાં** : (બાજુએ) હાં હાં. દેખો ભટજી ! શેઠકો અબી ભાંગ તો પીલાઈ હે. ઓર ઉસકુ ચઢી બી હે. દેખો જરા ખબરદારીસે કામ કરના. ઔર દલાલી ભુલીયો મત.

**ભોળાભટ્ટ** : અરે તુમ મીયાં ફીકર મત કરો. ચાલો શેઠ, તો હું જરા સીધું તૈયાર કરી દઉં છું. તમે વાળ ટુંપાવ્યા કરો. અને શેઠ તમારૂં જ ઘર ગણી વાપરજો. (અંદર જાય છે.)

**કમાલખાં** : (ઊભો થઈ ઘણી જ અદબથી) નીઘા રખીએ, મહેરબાન.

**નથ્થુશા** : (હજામ તરફ જોઈને) એને ટો ખૂબ ચઢી જો !

**હજામ** : મને પણ આજે તો સાલી ખૂબ ચઢી છે. તમને કાંઈ જણાય છે ?

**નથ્થુશા** : જડા નહિ.

**હજામ** : શેઠ, તમો તો ઉનાળામાં લીલા પાણીનું રોજ સેવન કરતા હશો તો.

**નથ્થુશા** : નાડે બચ્ચા, માડે તો લગનને ડારે પીતી. આજે પાંચમી વાર પન્નું છ ને પાંચમી વાર ભાંગ પીધી.

**કમાલખાં** : સચ !! સચ ! અક્કલ હોંશીઆરીમેં હૈસી બરસે કોન સાદી કરે ?

**હજામ** : શેઠ, આજે તો અમને તમે બનાવ્યા છ માટે હમે તમને બનાવીએ તેનો ગુસ્સો નહિ લગાડવો.

**નથ્થુશા** : આજે બચ્ચા સડર પરવાનગી. હોળીના ડારા ને લગનના ડારા બરાબર છે.

**કમાલખાં** : અચ્છા સાબ, ખુદા તુમેરી સફેદી સલામત રખે.

**હજામ** : એટલું જ જોઈતું હતું. હવે જુઓ શેઠ, કયા મજા ઉડાતું છઉં.

**નથ્થુશા** : (પોતાના શરીર તરફ જોઈ) સાળા હજામડા, ટને પીકી મેળવતાં કંઈ આવડટી નકી. બડાબડ રંગ જ કાં ચઢ્યો છે ?

**હજામ** : કાકા, તમારી તો અકકલ ગઈ છ. નવી પાઘડી પર કસુંબો જેવો ચઢે તેવો જૂના ચીંથરા પર ચઢે ?

**નથ્થુશા** : કેમ કેમ ? સાલ્લા બહેકયો કે ?

**હજામ** : બહેકી તો તમે રહ્યા છો આ અત્તરની સુગંધથી.

**નથ્થુશા** : ના, ના ! ખડે ? અટ્ટરની સુગંઢ લાગે એવી છે કે ? જૂઠું કહે ટો માડા સમ.

**હજામ** : સુગંધ તો એટલી આવે છે કે તમે બહાર નીકળો તો, તમારા શરીરની આસપાસ હજારો ભમરા ગુંજાર કરી મૂકે.

**નથ્થુશા** : ( ચમકીને ) હજાડ ભમડા ! તો તો સાલ્લા માડો કડડીને કૂચો કડી નાખે. એક ભમડાએ બેઠકમાં મને એક દહાડો દોડાવીને માડી નાખ્યો'ટો.

**હજામ** : વાણિયા કાકા, એટલામાં પોતિયાં કેમ ઢીલાં થાય છે ? ડરો નહિ શેઠ ! હું મારી મસાલ તમારા મોંડાપર ધરીશ કે ભમરા તાપથી નાસી જશે.

**નથ્થુશા** : ટાડે માડાથી ચલાય કેમ ? પાસે દીવો હોય છે ટો જ આંખે ઝાંખ વલેછ ને.

**હજામ** : બીજી તદબીર સોધી કહાડીશું. શેઠ, તમારે ગભરાવું નહિ. તમારું કોઈ કામ અટક્યું રહેવાનું નથી.

**નથ્થુશા** : વાડુ, આડસી લાવ ટો બચ્ચા.

**હજામ** : લ્યો શેઠ, આજે તમને એવા બનાવ્યા છે કે બે ઘડી સૌ તમારી તરફ જોઈ રહેશે. આ લ્યો આરસી.

**નથ્થુશા** : ( આરસીમાં જોતાં ) બચ્ચા, આ પલિયાં તો ટૂંપી નાખ્યાં હટ, તો જ ઠીક ઠાટ. આ ટો નઠાડું ડેખાય છ.

**હજામ** : કાકા, સો બસેં હોય તો ટૂંપતાં પાર પણ આવે. પણ આ તો ખેતરનાં ખેતર છે.

**કમાલખાં** : અરે શેઠસાબ, કુલફ લગાવો કુલફ.

**નથ્થુશા** : હાં યાડ, શાબાસ. ટૈં અક્કલ ઠીક બટાવી. પણ મલશે કાં ?

**કમાલખાં** : અરે અબી મેં લઈ આતા હું. એક દો રૂપીઆ દે દો કે કુલફ.

**નથ્થુશા** : લે ભાઈ લે. પનવા નીકલ્યા ટે કાંઈ વડઘોડે ચઈડા વિના ચાલે ? ( કમાલ રૂપિયા લઇને જાય છે.)

ટાડાં ટો સાલા હાડકાં જ આખ્ખાં છે. ટૂંપતાં ટાવ ચડે છ.

**હુજામ** : કાકા ! ઘઉંમાંથી વીણામણ નીકળે પણ વીણામણમાંથી ઘઉં કાઢવા તે કેમ થાય ?

**નથ્થુશા** : અરે ડીકડા ! ટેમ પન માડી પેલ્લી વાડની કડટીટી જો. એ ટો કેવી આમ પગ ડબાવે, માથું ડબાવે. આપડે ટો ભાઈ મગન મગન ઠઈ જઇએ એવાં લાડ કડે.

**હુજામ** : અને શેઠ, બીજી વારની ?

**નથ્થુશા** : એ ટો રાજા સોનાનું કંકણ. હેટનો કટકો. મને જુએ ને એમ ઓડવાઈ પોડવાઈ જાય. રસોઈ ટો એવી બનાવે કે અમ્રીટના વડસાદ.

**હુજામ** : વાહ રાજા ! અને ત્રીજી વારનીએ તો સરગ બતાઇવું, કેમ ?

**નથ્થુશા** : અડે એ ડાગીનો જડા ભારે પઇડો ટો ડીકડા. સાલી જડા હડામજાદી નીકળી. હાડકું વળે નહિ. અને ખાઇપીઇને ઢુંબડા જેવી થઈ ટી. મસાનમાં લઈ જટાં ટો છ ખાંધે એક આડી મૂકવી પડી.

**હુજામ** : અને પછી લાઇવા ચોથી. એણે તો માથે છાણાં થાઈપાં, નહી ?

**નથ્થુશા** : ના રાજ્જા ! સાલી ચોટ્ટી નીકળી. ઘરેણાં લઇને જ ભાગ ગઈ. આજની ઘડી ને કાલનો દાડો. એથી ટો આ પાંચમી પનવા નીકલ્યે છ. સમજ્યો કેની ડીકડા ?

**હજામ** : થવા દો તો રાજા પાંચમું મંગળ સાવધાન. ત્યારે આવો આ ચીપિયો, મારે કહાં ના છે ? પણ તમારાથી ખમાશે ? કોઈ દહાડે ટૂંપાવ્યું છે ?

**નથ્થુશા** : બાપ જનમમાં કડી નહિ, પન લગનનો ડારો ફડી ફડી આવવાનો છ ? (હજામ ટૂંપે છે) અરર ! ઊંઊં ! લગાડ સમાલીને ટૂંપ.

**હજામ** : આટલામાં ઊંઊં કરો છ તો આગળ ટટ્ટુ કેમ ચાલશે કહો તો નહિ ટૂંપું.

**નથ્થુશા** : ટૂંપ ટૂંપ. (દાંત પીસી શેઠ બોલતા તો નથી પણ બે ચા નીમાળા લીધા એટલામાં બન્ને આંખમાંથી પાણી વહેવા માંડે છે.)

**હજામ** : શેઠ, મમતે મુસલમાન ન થાઓ. આંખે ઝાંખ તો વળે ને પૂરું ધબાય નમઃ કરવા બેઠા છ ? તમારી નજરમાં એમ હોય જુવાન બૈરીના હેંસી વરસના ઘરડા ધણીએ આંધળા થવું, એમાં જ સુખ તો હું પણ હા કહું છું.

**નથ્થુશા** : સાલ્લા, હું ટો પક્કા જુવાનને હહાવું એવો છું. વા રાખ નઠી ટૂંપવું. (આંસુ લૂછી નાખે છે.)

**હજામ** : કમાલખાં ! ! એ કમાલખાં ! !

**નથ્થુશા** : કમાલખાં ! ! કમાલખાં ! !

**કમાલખાં** : (દોડતો આવીને) એ ફુલક લાયા, સેઠ.

**નથ્થુશા** : વાહ રાજ્જા ! ઠવા ડો ટારે. આ સાળા હજામે ટૂંપીટૂંપીને લોહી કાઢ્ઢું.

**હજામ** : અલ્યા કમાલિયા ! આ તે કઈ જાતનો કલફ ?

**કમાલખાં** : અરે દેખ દોસ્ત. ઐસા અચ્છા કલફ સારે હિન્દુસ્તાનમેં નહીં મિલેગા. ખાસ પેરિસથી મંગવાયા.

**હજામ** : હાં, લાગેછ તો તેમ. મારો બેટો કોઈ શાહીના સીસામાંથી ઉપાડી લાઈવો લાગે છ.

**નથ્થુશા** : હેં હેં શું કહ્યું, હજામડા ?

**હજામ** : અરે શેઠ કલફ તો એટલો સરસ છે, કે ભલભલી કાળી સાહીને પણ ભુલાવે. લો આવો. એઈ કમાલીયા જા, જા, ભટ્ટ ભટાણીને બોલાવ. શેઠને કલફ ચઢાવવાનો છે.

**નથ્થુશા** : ટે એમાં એમનું શું કામ છે ?

**હજામ** : અરે શેઠ લગન છે કે મસકરી ? પીઠી તેમ કલફ. જરા ગીતો બીતો ગાસે કેની ?

**નથ્થુશા** : બડાબડ ! હાં હાં ટેવા દો રાજ્જા !

**કમાલખાં** : એ ભટજી, ઓહ ભટકી બીબીજી !

**શિવકોર** : (પ્રવેશીને) મેર મુઆ, બીબી કોને કહી મરેછ ? ગોરાણી કે ભટાણી નથી કહેવાતું ?

**હજામ** : ચાલો હવે, સપોરમે દા'ડે લડો નહી. હું કલફ લગાડવા મંડ્યોછ. ચાલો શરૂ કરો. શેઠ, પછી દખણા બખણા આપજો.

**શિવકોર** : હાં ચાલો બધા ઝીલજો. બીજી જાનરણીઓ નથી ?

**કમાલખાં** : અબે કોઈ નહીં તો મેં તો હું ની. ચલો ગાઓ બે.

**શિવકોર :** સુરજ ઉગીઓરે કેવડીઆની ફણસે કે
વાણેરાં ભલે વાયાં રે
કલક ચોદોરે નથ્થુશાની દાઢીએ
કે એંસી વરસના જાયા રે.

**કમાલખાં :** કલક ચોદો !

**ભોળાભટ્ટ :** કાદો વરઘોડો !

**શિવકોર :** વેવાણ જાણીશ ના કે વર છે
વરવો બુઢ્ઢો રે;
એ તો જાણજે તાજો લણેલ
મક્કાઇનો ભુટ્ટો રે.
વેવાણ જાણીશ ના કે વરને
માથે પળિયાંરે;
એ તો લખશરીના કેશ
ચાંદીથી મઢિયા રે.

(બારણું ઠોકાય છે)

**ભોળાભટ્ટ :** (અંદરથી આવી) એ ઊભા રહો. ઊભા રહો, ગીત પછી ગાઓ. એ વેવાઈ આવ્યા. વેવાઈ આવ્યા. ઝુમખાશા વેવાઈ આવ્યા. ચાલો. ચાલો. વરરાજાને અંદર લઈ ચાલો.

**હજામ :** હા ભાઈ હા.

**નથ્થુશા :** અરે આ ટમે ઉટાવલ કરોની. મને પૂરેપૂરો શણગારેરો પણ નઠી. હોસે, ચાલો અંડર. મને ઉપાડી લો.

[શિવકોર ભટાણી આ ગીત ગવડાવે છે. કમાલખાં, હજામ, ભોળાભટ્ટ વગેરે ઝીલે છે. ભજવતી વખતે અનુકૂળતા પ્રમાણે જોઈએ તેટલી લીંટીઓ ગવડાવવી.]

**શિવકોર** : બાલારે વરની પાલખી; જોતાં વનિતાને થાય ઉલ્લાસ; બાલા.

નાહી ધોઈને પોઢિયારે, તિલક કીધાં ભાલ;
વરના જાનૈયા શોભી રહ્યા રે, માથે નાંખ્યા છે અબીલ ગુલાલ
બાલા.

લીલા તે વાંસની પાલખીરે, તેના ઊંચકનારા ચાર;
માથે તે બાંધ્યાં ભીનાં પોતીયાંરે, મોઢે રામરામ નામ ઉચ્ચાર
બાલા.

ચોરી તે બાંધી ચોકમાં રે, છાણાં તે લાવ્યા બે ચાર;
ગોળપાપડી દેખે કૂતરાં રે, તે તો મનમાં ઘણું મલકાય.
બાલા.

વરને આગળ ચાલે લાકડાં, રે પાછળ ચાલે લાય;
જમાઈ તો ચાલ્યા સાસરે રે, એની સાસુને હરખ ના માય.
બાલા.

તોરણે તનખા ઊડિયારે, માંડવે લાગી લાર;
ઊઠ રે સાસુ શંખણી રે, તારો જમાઈ આવ્યો બાર.
બાલા.

પંદરસે પેરામણી રે; મસાણા ગામનું નામ;
લાલબાઈની દીકરી રે, ચિતા કુંવરી એનું નામ.
બાલા.

જમાઈ તો રહ્યા સાસરે રે, જાનઈઆ આવ્યા ઘેર;
ટકો પૈસો સર્વે ખાઈ ગયા રે, વિવાહ કીધો છે રૂડી પેર
બાલા.

બાર ઘડા બાર કોડિયાં રે, ઉપર પૈસો રોક;
જઈને કહો એના બાપને રે, હવે તાણીને મેલો પોક
બાલા.

જીવને જમડા લઈ ગયારે, દેહનો કીધો એ હવાલ;
નરસૈંયાનો સ્વામી મલ્યારે, તે તો ઊતરિયા ભવ પાર
બાલા.

[ બધા વરરાજાને લઇને અંદર જાય છે. માત્ર ભોળાભટ્ટ બાકી રહે છે. એ બારણું ઉઘાડે છે કે તરત રંગલો પ્રવેશ કરે છે. ]

**ભોળાભટ્ટ** : આવો આવો, વેવાઈ ઝુમખાશા ! ( ભેટે છે )

**રંગલો** : અરે વેવાઈ શેનો ને વાત શી ?—ચલો. ખબર નથી આ નવલરામનો પ્રવેશ અહીં જ પૂરો કરવાનો હતો. અને તમે તો ખરા ! આગળ ને આગળ. લગનનાં ગીતો ગાવા મંડ્યા. જાઓ હવે બસ થયું. હવે તો જાગીરદારના લખાણમાંથી કંઈક લઈશું.

**ભોળાભટ્ટ** : શેના જાગીરદાર ?

**રંગલો** : અરે મૂરખ, છોટાલાલ જાગીરદાર; જાગીરદાર તો અટક છે. એનો કરણઘેલો ભજવવાનો છે.

**ભોળાભટ્ટ** : લાવો ત્યારે હું યે જોવા બેસું.

**રંગલો** : તમારું કામ નથી ભોળાભટજી. આ તો મામલો બહુ વિકટ છે. કરણઘેલાને બાગલાણમાં નાસી જવું પડ્યું હતું, ત્યાર પછી શું થયું તે કંઈ જાગીરદારે લખ્યું જ નથી.

**ભોળાભટ્ટ** : એટલે ?

**રંગલો** : એટલે શું–જાગીરદારે તો પછી મારાં ફોઈબા પેદા કર્યાં. અને આપણા લેખકોએ કરણ અને ફોઈબા સાથે ફોઈ ભત્રીજાનું ઊધિયું બાફ્યું.

**ભોળાભટ્ટ** : પણ એ કેમ બને ?

**રંગલો :** નહીં કેમ બને ? આ તમે નથ્થુ શેઠને ભાંગ પીવડાવી, કલંક લગાડવા બેઠા તેમ આપણા આ નાટકના બધા લેખકો પણ એકેકો કટોરો ભાંગનો ચઢાવીને લખવા બેઠા.

**ભોળાભટ્ટ :** તે ?

**રંગલો :** તે શું તે હવે પછી જોશો.

( પ્રતિહાર ઘાસલેટનો ડબ્બો મૂકી જાય છે )

આ જુઓ જાગીરદારે બનાવેલો બાગલાણનો કિલ્લો પણ આવ્યો. અને હવે ગુર્જરાધિપતિ કરણઘેલો પધારશે. એ બહુ તોરી હતો, મિજાજી હતો—

**ભોળાભટ્ટ :** હા.

**રંગલો :** ક્રોધી હતો—

**ભોળાભટ્ટ :** હા.

**રંગલો :** ગુસ્સાના આવેશમાં કંઈકના શિરચ્છેદ કરતો હતો.

**ભોળાભટ્ટ :** હા.

**રંગલો :** તે તારું પણ માથું કદાચ કાપી નાખશે.

**ભોળાભટ્ટ :** ઓ મારા બાપલિયા રે; ઓ ભટાણી, ઓ ગોરાણી !

( નાસી જાય છે. )

ચાલો હવે વાઘેલા વંશ માટે મેદાન ખુલ્લું થયું. હા. પણ રાજવંશને લાયક વચલો પડદો તો નંખાવવો પડશે. ( વચલો પડદો પડાવે છે. )

હવે બાજુ પરથી જોઈએ તો ખરા કે શું રંગ જામે છે.

**કરણ :** ( તરત ખુલ્લી તલવારે ) અરે કોણ છે હાજર ?

**રંગલો :** ( બાજુએ ) કાળો સાપ.

**કરણ :** પ્રતિહારી ! કોણ છે હાજર ?

**રંગલો :** એ પાટણની ગાદી ન્હોય—આ તો ધરખમ બાગલાણના કિલ્લાની અગાશી છે.

**કરણ :** ઉફ્. બધા છોડી ચાલ્યા ગયા. માંકડ મચ્છરે પણ રાજવી લોહીને ડંખ મારવાનું છોડી દીધું. રાણીઓ ગઈ, પટરાણીઓ પણ ગઈ. રાજવી ઝભ્ભા ઉપર ભરેલી ખરા સોનાની ભરતની દોરી પણ અલોપ થઈ ગઈ. હું કરણઘેલો—ગુજરાતનો રાજા. મારે આ દૂરના બાગલાણના કિલ્લામાં ભરાઈ બેસવાનું ?

**રંગલો :** કોણે ચોખ્ખા મુઈકા છે ? તારે જોઈએ તો હવે જંગલમાં રાજા ગોપીચંદ થઈને નીકળી પડની.

**કરણ :** હું રડું છું, પણ આંખમાં આંસુ જ નથી આવતાં.

**રંગલો :** જરા મરચાંની ધુણી કરે કેની તો હમણાં રેલો ચાલવા લાગે.

**કરણ :** મારું રાજ્ય ગયું.

**રંગલો :** ભલભલાનાં ગયાં છે ભાઈ. અને હજી ચાઈલા જશે.

**કરણ :** સત્તા ગઈ ! ( ડૂસકું )

**રંગલો :** મૂળ વાત જ ત્યાં છે ને. એને હહરીનીને કોઈને છોડવી ગમતી નથી. અને પછી હવાતિયાં માઈરા જ કરે.

**કરણ :** નોકર ગયા, ચાકર ગયા. શું મેં માધવની વહુ રૂપસુંદરી ઉપર નજર બગાડી હતી ?

**રંગલો :** નારે બાપ ! તું તો એને સીધી નજરે બાપનો માલ સમજી ઉપાડી જ ગયો હતો.

**કરણ :** ઓ...ઓ...રાણી કૌળા ! કૌળા ! ભીક્ષા દેને મૈયા પીંગળા !

**રંગલો** : આ તો મારો બેટો ભરથરી થઈને બેઠો. કૌળા એ સરખી અને પીંગળાએ સરખી.

**કરણ** : ઉફ્ ! સંસાર ઉલટ જાઓ.
સમન્દર પાર હો જાઓ.
આસમાન કે તારે !
જીગર કે સિતારે હો જાઓ.
ઔર બાગલાણુકે કિલ્લે
ઇસિ દુનીયાસે નાબૂદ હો જાઓ.

( કિલ્લાને લાત મારી અંદર ધકેલી દે છે )

**રંગલો** : રજપૂત વિફર્યો. રણુ ચઢ્યો રજપૂત છુપે નહિ. ચાલો હવે આપણે અહીં રહ્યામાં સાર નથી. ( અંદર જાય છે. )

**કરણ** : ઓ... ! ઓ ! પગમાં લાગ્યું. શૂરાતનના આવેશમાં કિલ્લાના બુરજને લાત મારવા જતાં મારી આ દશા !

( કૌળાના વેશમાં માધવ પ્રવેશ કરે છે. )

**માધવ** : કરણુ રાજ રે ! ક્યાંહીરે ગયો ?
નગર છોડીને ક્યાં જઈ રહ્યો ?

**કરણ** : એ કોણુ ?

**માધવ** : પગે બહુ લાગ્યું હોય તો ભોંયરસો લગાડવા હું હજી હાજર છું.

**કરણ** : કોણુ, રાણી કૌળા ! કૌળાવતી ! તું ક્યાંથી છૂટી આવી ? ઓહ ! મારી આંખે અંધારાં આવે છે.

**માધવ** : આવો, આવો. રજપૂત રાજા રાણીનું રક્ષણુ નહીં કરી શક્યો, એટલે રાણી આપમેળે રક્ષણુ કરી છટકી આવી.

**કરણ** : ધન્ય છે, ધન્ય છે રાણી કૌળાદેવી ! તમને ધન્ય છે. આવો આવો. ( ઊભો થઈ ભેટવા જાય છે )

( માધવ વેશ ત્યજી પોતાના સ્વાંગમાં પ્રગટ થાય છે )

**માધવ** : આવો મહારાજા !

**કરણ** : કોણ દેશદ્રોહી માધવ ! દગો દગો, ઓ ઓ.
આફતાબ, તુમ આસમાનસે હટ જાઓ.

**માધવ** : ઉર્દુ જબાનમાં ઊતરી પડવાની કશી જ જરૂર નથી.

**કરણ** : પણ તું અહીં આવી જ શી રીતે શક્યો ?

**માધવ** : કૌળાદેવીના વેશમાં હતો. કેટલા દિવસથી મળવાની ઉત્કંઠા હતી. પણ ચારે બાજુથી રક્ષાયેલા આ બાગલાણના કિલ્લામાં પ્રવેશ કરવો મહા મુશ્કેલ હતું. છેવટે મધરાતે રાણી કૌળાનો પોશાક પહેરી હું તમારી સમક્ષ હાજર થયો છું.

**કરણ** : સબબ ? પડતી દશામાં પડેલા કરણની આવી ક્રૂર મશ્કરી કરવાનું પ્રયોજન ?

**માધવ** : પ્રયોજન ? પ્રયોજન એટલું જ કે મારા એક વખતના રાજાને યાદ આપવા આવ્યો છું કે ગઈ ગુજરી ભૂલી જઈ, ફરીથી આપણે એકઠા થઈ ગુજરાતની ગાદી સ્વતંત્ર કરવા પ્રયાસ કરીએ.

**કરણ** : છટ્ છટ્ એમ કદી બનશે જ નહિ.

**માધવ** : તો રવડીરઝળીને વગર મોતે મરવું પડશે.

**કરણ** : મોત વગર કોઈ મરતું જ નથી. કપટી દેશદ્રોહી પર ફરી કોઈ વિશ્વાસ મૂકતું જ નથી.

**માધવ** : રાજા કરણ ! કપટી દેશદ્રોહી કહેતાં શરમા. મારી અત્યંત વહાલી પત્નીને ઉપાડી જતાં શરમ નહિ આવી ?

**કરણ :** અરે એમ તો સ્ત્રીઓને કંઈક રાજા ઉપાડી જાય છે.

**માધવ :** નરાધમ, દુષ્ટ !

**કરણ :** ગઈ ગુજરી ભૂલી જવા આવ્યો છે કે વેર લેવા આવ્યો છે ? કે નહી બોલવાનું બોલવા આવ્યો છે ?

**માધવ :** હવે શું-કહેને. હવે શું બોલવાનું છે ?

**કરણ :** હું શું જાણું, ઢોંગી ? હવે હું તને છોડવાનો નથી.

**માધવ :** અરે છોટિયા ! હવે હું તને કરણ તરીકે નથી કહેતો. આ તો છગન બનીને તારી સાથે વાત કરૂં છું.

**કરણ :** હા તે હું પણ તને એ જ પુછું છું. તે કરણ તો ઘેર ગયો પણ તેં શું કાંદો કાઢ્યો તે બોલને.

**માધવ :** હવે તું પણ રહેવા દેને ત્યારે. તેં પણ શું કાંદો કાઢ્યો ?

**કરણ :** એ તો બચ્ચા કોઈ દિવસ બતાવીશ. તું એમ માનતો હોય કે કમુ તને પણવાની છે તો તું ખાંડ ખાય છે ખાંડ.

**માધવ :** એટલે ?

**કરણ :** એટલે ?

**માધવ :** એટલે તું કહેવા શું માગે છ ?

**કરણ :** તો તું શું કહેવા માગે છ ?

**માધવ :** હું એમ કહું છ કે કમુ તને કપાળમાં આવડો ડામ ચોડવાની.

**કરણ :** હવે જા જા, તારા જેવા તો બહુ જોઈ લાખ્યા.

**માધવ :** તારા જેવા પણ બહુ રવડે છ. કમુને પણવા જતાં કંઈ ટાલકી સાફ થઈ જશે.

**કરણ** : દીકરા છગન, આ રહ્યો કમુનો કાગળ જો "મારા વહાલા છોટુ."

**માધવ** : અરે મામા લગનીયા છોટુ, જો કમુનો આ કાગળ. હમણાં માધવનો વેશ પહેરતો'તો ત્યારે આપી ગઈ. "લી. તમારી હંમેશની કમળા." અને મને સૈરીનાં લુગડાં કોણે પહેરાવ્યાં તે ખબર છે?

**કરણ** : કોણે ?

**માધવ** : કમુએ.

**કરણ** : જા જા, જુઠ્ઠા.

**માધવ** : તું જુઠ્ઠો.

**કરણ** : જુઠ્ઠો કોને કેછ ?

**માધવ** : તને તને.

**કરણ** : જો હું ખીલાવી દઈશ હોં.

**માધવ** : અરે તારા જેવા તો બઉ જોઈ લાઈખા. એવા તો કંઈક કરણિયા હવાઈ ગયા.

**કરણ** : (ધસે છે) હું લંગડો લંગડો તો ય કરણ છું—ગુજરાતનો રાજા છું, સમજ્યો, બચ્ચા ? (બન્ને મુક્કામુક્કી અને મારામારી કરે છે. થોડી વાર પછી કમળા અને રતનચંદ બનીઠની આવે છે.)

**કમળા** : હવે લડો છો શા માટે ? લ્યો આ અમારા લગનની કંકોત્રી. આવતી કાલે બરાબર ટાઈમિસર હાજર થજો.

**માધવ** : તે તું કોને પણવાની છે ?

**કમળા** : આ મારા રતનચંદને.

**કરણ** : આં સાલા બાધાને ?

**માધવ** : આ ઘોબાને ?

**કમળા** : અરે બાઘા ને ઘોબા કેમ છે ? કેમ રતનચંદ શેઠ ?

**રતનચંદ** : હેં. હેં. હાં. હાં. તું બાઘો, તું ઘોબો. હું નહિ. ચલ કમુ, આપણે ચાલી જઇએ.

**કરણ** : તે અમને કાગળ લખ્યા'તા તે ?

**કમળા** : એ તો તમને બનાવ્યા.

**માધવ** : પણ અમારા જેવા બે શૂરવીર લડવૈયાઓને મૂકી તું આ દાધાબળ્યાને શું પણવાની ?

**રતનચંદ** : ટમારી પાસે કાંઈ પાંચ લાખનો ડલ્લો છે ? મોટરગાડી છે ? વાડી બંગલા છે ? હં, ચલ કમુ. (જતાં જતાં માધવને અને કરણને ચીડવવા પી પી કરે છે, અને ચાલ્યા જાય છે.)

**કરણ** : લે દીકરા શું કાંદો કાઇઢો ? હાડકાં આપણે ભાંગ્યાં ને કમળાને રતનચંદ કાગડો લઈ ગયો.

**માધવ** : કીધાં નાટક. તું તારો પાઠ ભૂલીને બીજું બોલવા માંડ્યો'તો.

**કરણ** : પણ ઓહ્ ! મારાથી તો ઉભા ય થવાય એમ નથી.

**રંગલો** : (પ્રવેશીને) એઈ ! એઈ ! ચલો નીકળો અહીંથી. નાટક કરો છ કે મશ્કરી ?

**માધવ** : આવજ્યું એટલું બોઇલા પછી ફેંકવા માંડ્યું.

**રંગલો** : અને પછી લડવા માંડ્યું. તમે અહીં વઢવાડ કર્યા કરી અને પેલો અલ્લાઉદ્દીન ખીલજી તમારી કમલાને પરણીને પણ ચાઇલો. ચલો, નીકલો અહીંથી.

**કરણ** : છો પરણી જાય. આપણાથી કંઈ અહીંથી ઉઠાય એમ નથી.

**રંગલો :** ઓત્તારીની આ તો જબરો કરણ રાજો દેખું ! એઈ કરણ રાજા, અહીં કંઈ પ્રતિહારો તારી લોથ ઉપાડવા નથી આવવાના.

**માધવ :** હમ ભી તો યહીં બૈઠે.

**કરણ :** સચ્ચ હૈ. આકાશમેં રોશન પલટ જાય–સમન્દર ઉલટ જાય–

( બન્ને જમીનપર લાંબા થઈ ને પડે છે )

**રંગલો :** ઉભા રો ત્યારે. આ રાજ ગયું ને હવે નવાબી આવવાની. પ્રતિહારી નહી તો હજુરીઆઓ. એ હજુરીઆઓ ! આમ આવો. ( હજુરીઆ આવે છે ) આ બે રાજદ્વારી દાગીનાને અહીંથી ઉંચકી ઠેકાણે કરી દો, કે સર રમણભાઈની નવાબી લાવવાની સમજ પડે ( હજુરીઆ કરણ અને માધવને ઉંચકી જાય છે. તે પછી વચલો પડદો ઉપડે છે. )

૧ **હજુરિયો :** બાર રોજસે ગાંવમેંસે ધુંવા નીકલતા હય વો કયા હોગા ?

૨ **હજુરિયો :** શાયદ આગ ન હોવે ! આગ હોવે તો બુઝાના ચાહીએ. કીસીકા જીગર તુટા હોગા–વો ટુકડેમેંસે ધુંવા નીકલતી હોગી.

૧ **હજુરિયો :** હાં હાં. વોહી સહી.

૨ **હજુરિયો :** હાં સુભાન અલ્લા.

૧ **હજુરિયો :** સુભાન અલ્લા.

૨ **હજુરિયો :** ઓ દુભાસિયા ફિર ભી કોઈ ફિરંગી મુસાફરકુ લાયા હય.

૧ **હજુરિયો :** કોન દુભાસિયા ?

૨ **હજુરિયો :** વો દુભાસિયા. અંગલીસ્તાનમેં ઇસિકુ કયા કહેતે હે ?

૧ **હજુરિયો :** કયા કહેતે હે ?

૨ **હજુરિયો :** વો કુચ બી કહેતે હે, મગર કુચ કહેતે તો સહી. હ ઇન્દૂર પીટૂર કહેતે હે. હાં. વો કોઇ ફિરંગી મુસાફરકુ લાયા હે. વો નવાબ સાહેબકી મુલાકાતકા ઇન્તિજાર હે. વો અભી આયા કે નહીં ?

૧ **હજુરિયો :** આતા હોગા, આતા હોગા. દેખો. નવાબ સાહેબઇ આ રહા હે.

**હજુરિયાઓ :** નીઘા રખો મહેરબાન ! નીઘા રખો મહેરબાન.

[ નીઘા રખો ના પોકાર સાથે નવાબની સવારી દાખલ થાય છે. નવાબ સાહેબે નાની ટોપી પહેરી છે. હાથમાં લાકડી છે, બાજુમાં હજુરિયાએ હુક્કાની નળી ઝાલી છે. દેખીતી રીતે નવાબ સાહેબ લગભગ ઊંઘમાં છે. ]

[ નીઘા રખો મહેરબાન, નીઘા રખો મહેરબાન ના અવાજો ધીમે ધીમે કુદડી ફરતા શાન્ત થઈ જાય છે.

**નવાબ સાહેબ :** ( ઓચિંતા બધું શાન્ત થયા પછી ફિર્‌ર્‌ર્‌ર્‌ર્‌ર.

૧ **હજુરિયો :** ફિર્‌ર્‌ર્‌ર્‌ર.

**હજુરિયાઓ :** ફિર્‌ર્‌ર્‌ર્‌ર.

**નવાબ સાહેબ :** ઇધિર આઓ. વો હાથકી બત્તી કહાં ગઈ ?

૧ **હજુરિયો :** ( ખીસામાંથી ટોર્ચ કાઢી ) યે રહી, ખુદાવંદ.

**નવાબ સાહેબ :** અબે દેખો.

૧ **હજુરિયો :** દેખા.

**નવાબ સાહેબ :** અબે દેખો.

૧ **હજુરિયો :** દેખા હજુર.

**નવાબ સાહેબ** : અરે મિયાં તુમ કોન હો ? હેવાન હો, ઉલ્લુ હો, પાગલ હો, કોન હો ? દેખો.

૨ **હજુરિયો** : નવાબ સાહેબ ફરમાતે હે કે દેખો.

૧ **હજુરિયો** : હાં, મેં દેખ તો રહા હું.

**નવાબ સાહેબ** : અબે પાગલ દેખો ને.

૧ **હજુરિયો** : (ગભરાતો) મગર સરકાર મેં કયા દેખું ?

**નવાબ સાહેબ** : હે હે હે હે. હી હી હી હી. હાં. કયા દેખનેકા વો મેને કહા ભી નહિ. હી હી હી હી. સુનો કયા દેખનેકા વો મેને કહા ભી નહિ. હી હી હી હી. અચ્છા.

૧ **હજુરિયો** : જી હજુર.

**નવાબ સાહેબ** : હાં તો દેખો. યે બત્તી સે દેખો કે મેં સોતા હું યા જગ ગયા હું ?

૧ **હજુરિયો** : (બત્તી લગાવીને) જી જનાબ ! નવાબ સાહબ અભી નીંદમેં હી હે.

**નવાબ સાહેબ** : હાં હાં મેં નીંદમેં હું. મુઝે એૈસા હી લગતા થા.

૧ **હજુરિયો** : જી હજુર.

**નવાબ સાહેબ** : ફિ ર્ ર્ ર્ ર, ફિ ર્ ર્ ર્ ર.

**બધા હજુરિયા** : ફિ ર્ ર્ ર્ ર. ફિ ર્ ર્ ર્ ર.

૧ **હજુરિયો** : માલુમ હે કલ એો બનીયેને બાત કહીથી ? ઝાડકી ઉપર પંખી બેઠે થે. એક ઉડ ગયા. ફિર દુસરા ઉડ ગયા. પીછે તીસરા ઉડ ગયા. એૈસે ફિ ર્ ર્ ર્ ર, ફિ ર્ ર્ ર્ ર કરતા સબ ઉડ ગયા. વહ નવાબ સાહબ કુ યાદ રહ ગયા હોગા.

**નવાબ સાહેબ** : ફિ ર્‌ ર્‌ ર્‌ ર, ફિ ર્‌ ર્‌ ર્‌ ર.

**બધા હજુરીયા** : ફિ ર્‌ ર્‌ ર્‌ ર, ફિ ર્‌ ર્‌ ર્‌ ર.

**નવાબ સાહેબ** : અભી કોઈ મુઝે નીંદમેંસે જગાઓ. અરે કોઈ જગાતા કયું નહીં ?

**બધા હજુરિયા** : જી હજુર, જી સરકાર.

૧ **હજુરિયો** : એય ઓ પડઘમવાલેકુ બોલાવ. ( વાજાં પડઘમ અને ઢોલ વાળા આવે છે. નવાબ સાહેબને જગાડવા માટે વગાડીને ચાલ્યા જાય છે. )

**નવાબ સાહેબ** : ગયે ? ઓ પડઘમ વાલે ગયે ? હાં ઠીક, તો અભી મેં જગ ગયા. કોઈ બોલો તો સહી અભી મેં જગ ગયા ?

૧ **હજુરિયો** : જી હજુર આપ જગ ગયા.

**નવાબ સાહેબ** : તુમ ભી તો ઉલ્લુ હે. કોઇ મુઝે ખડા કયું નહી કરતે ? ( હજુરિયા નવાબ સાહેબને ઉભા કરે છે )

**નવાબ સાહેબ** : મેં જગ ગયા ! યહ કીસ તરેહસે હો સકતા ? નહીં કીસીને મુઝે ચા પીલાઈ !

૧ **હજુરિયો** : તૈયાર હે, મોજુદ હે હજુર. ( ચા લાવે છે નવાબ સાહેબને પીવરાવે છે )

**નવાબ સાહેબ** : ઓ બેન્ડ વાલેકુ કુછ ઈનામ દીયા ?

૧ **હજુરિયો** : જી હજુર.

**નવાબ સાહેબ** : હાં, અભી ઠીક લગતા. અચ્છા, ઠીક. દેખો ઓ ફીરંગી આયે થે વો નંબરકા દબડા લાયાથા ઓ કિધર હે ?

૧ **હજુરિયો** : નંબરકા દબડા ?

**નવાબ સાહેબ :** અરે મિયાં ! ઓ નંબરકી છોટીસી સંદુક–કાલી. ઇસિમેં એક દો તીન ચાર પાંચ સબ નંબર લિખાથા.

૧ **હજુરિયો :** વો અત્તરવાલેને દિયાથા વો ?

**નવાબ સાહેબ :** પાગલ, સબ પાગલ હે. તુમ લોક કૈસે પાગલ હો ! પાગલ નહીં હો ?

**બધા હજુરિયા :** જી સરકાર, સબ પાગલ હે.

**નવાબ સાહેબ :** હાં તો દેખો. ઓ કાલી દબડી, નંબરકી દબડી. ઉસકો રસ્સી ભી બાંધી થી.

૧ **હજુરિયો :** જી હજુર ! જીસસે આપ આપકે આલીશાન ઝનાનોમેં બેગમ સાહેબાનકી સાથ બાત કરતે હો, વો ?

**નવાબ સાહેબ :** વો હી સહી, વો હી સહી. વો લાવ.

(હજુરિયો દોડીને ટેલીફોન લાવે છે)

**નવાબ સાહેબ :** હી હી હી હી. અભી મેં જગ ગયા. તો બેગમ સાહેબકી સાથ જરા બાત કરૂં. હી હી હી હી. હાં હાં, એકસો પચ્ચીસ નંબરકુ બુલાવ. હાં. કોન બેગમ ? હાં. સુભાન અલ્લા. કયું, કૈસે હો ? અરે હાં બોલો, મેં દુસરા અભી કયા પૂછું ?

૧ **હજુરિયો :** અરે કુછ ભી પૂછો, હજુર.

**નવાબ સાહેબ :** હાં હાં મેં કુછ ભી પૂછ રહા હું. હાં હાં ઠીક બસ બસ. હી હી હી હી. અચ્છા. અભી તીનસો તેતાલીસ નંબર કો જોડો. હાં. કોન બાંદી ? ગુસલ કરનેકું ગયે ? હાં. ગુસલ કરનેકું ગયે ? અચ્છા. કોન હે. હજુરિયા ! દેખો અપની સલ્તનત કી હુકમ નીકાલો કે કોઈ કુબી ગુસલ મત કરે.

**હજુરિયા :** જી હજુર.

**નવાબ સાહેબ** : લોક ગુસલ ક્યું કરતે હે ? નાહક પાનીસે ભીંજના ઓર શરદીસે હેરાન હોના.

૧ **હજુરિયો** : સચ્ચ હે, સચ્ચ હે. હજુર.

**નવાબ સાહેબ** : દેખો તુમ લોક કભી ગુસલ મત કરો, હાં. અરે વો કિરકીટકા જલસા વાલેકુ આજ બુલાયાથા યા નહીં ? તુમ લોક દેખતે બી નહીં ? મેં થક ગયા.

**હજુરિયો** : હાં સરકાર ! વો લોક આ ગયે હોંગે.

**નવાબ સાહેબ** : તો કોઈ ઇધિર ક્યું નહીં લાતા ? તુમ લોક કૈસે હે ?

[ હજુરિયો જઈ ક્રિકેટ ટીમને બોલાવી લાવે છે. જલસો જામે છે. જલસો પૂરો થતાં નવાબસાહેબ બોલે છે અબ મેં થક ગયા. ]

**હજુરિયા** : હજુર થક ગયા, સરકાર થક ગયા.

**નવાબ સાહેબ** : તો મુઝે બેઠાતા ક્યું નહીં ? ( બેસાડે છે. ) હાં તોબા ! અબ ક્યા રહા ? કુછ હે ? નહીં તો મેં સો જાઉં.

૧ **હજુરિયો** : સરકાર વો દુભાસિયા ફિરંગી મુસાફરકુ લેકર આયા હે. ઉસ દીન આપને હુકમ દીયા થા તો આજ ફીર હાજર હુવા હે. અગર સરકારકા હુકમ હો તો આપકી હજુરમેં પેશ કરૂં.

**નવાબ સાહેબ** : હી હી હી હી. ઓ જાદુ કરને વાલે ? હાં હાં, આને દો, આને દો.

( દુભાષિયા સાથે સલામ ને કુર્નીશ બજાવતો અંગ્રેજ મુસાફર પ્રવેશે છે. )

**દુભાષિયો** : નેક નામદાર ખુદાવીન્દ ! આ અંગ્રેજ મુસાફર હેરત પમાડે એવા જાદુના ખેલો કરી જાણે છે, ને આજે આપની મુલાકાત માટે જ અહીં આવ્યો છે.

**મુસાફ્રર** : An Englishman presents his salutation to His Highness The Navab Sahib and prays that his salutation be accepted. The king of my country is a friend of the Navab Sahib and not his enemy. ( એક અંગ્રેજ ખુદાવીન્દ નવાબ સાહેબને કુર્નીશ કરે છે અને અરજ કરે છે તે તેનો અંગીકાર કરશો. અમારા દેશના રાજા નવાબ સાહેબના દોસ્ત છે, દુશ્મન નથી. )

**દુભાષિયો** : આ ગુલામ નેક નામદાર ખુદાવીન્દ આલી જનાબ નવાબ સાહેબને કુર્નીશ કરી પગે પડી ધૂળ ચાટે છે અને કહે છે કે અમારા મુલકમાં પણ નવાબ સાહેબનો જ અમલ ચાલે છે અને અમારો રાજા નવાબ સાહેબનું નામ સાંભળીને કંપે છે.

**નવાબ સાહેબ** : હાં, એ તો ઠીક કહા. સચ્ચ હૈ. કયું જી ? સચ્ચ હૈ ના ? તુમ મુલાકાત કે લિયે આયે હો કે જાદુ કા ખેલ કરનેકુ આયે હો ? કયું ભાઈ ! મેં યે પૂછું ને ?

**હજુરિયા** : જી હજુર.

**દુભાષિયો** : Mr. English traveller, The Navab Sahib is no fool–very broadminded person. He always consults his counsellors and talks much and also less. He asks your country from here how far.

**મુસાફ્રર** : The route we come by is about fifteen or seventeen thousand miles. But if there were a direct route, it would be four of five thousand miles. ( અમે જે રસ્તે થઈને આવીએ છીએ તે પંદરથી સત્તર હજાર માઇલિનો છે પણ જો સીધો રસ્તો હોય તો ચારથી પાંચ હજાર માઇલિનો થાય. )

**દુભાષિયો :** અભી સરકાર, જાદુકે ખેલકે લિયે પૂછો જી. જો ફરમાયે ઓ કરેંગે છે.

**નવાબ સાહેબ :** તમારે વહાં ચીડિયાં હોતી હય ? વો અપની ફિ ર્ર્ર્ર, ફિ ર્ર્ર્ર.

**દુભાષિયો :** Firrar Firrar is a well-known big big lion in this country. What are the wonderful things of your country ? ( ફિ ર્ર્ર ફિ ર્ર્ર એ તો આ દેશનો મોટો પ્રખ્યાત સિંહ છે. તમારા દેશની અજબ ચીજો કઈ છે ? )

**મુસાફર :** Oh ! It is a great land–land of wonderful animals. The wonders of my land are Oxford, Cambridge and Cricket. ( ઓહ ! અજબ પ્રાણીઓનો અમારો દેશ છે. અમારા દેશનાં ત્રણ આશ્ચર્યો ઓકસફર્ડ, કેમ્બ્રીજ અને ક્રિકેટ છે. )

**દુભાષિયો :** ઐસા છલંગ મારકે ચીડિયાંકી પાસ વો ગુલામ તોપ ફોડાતા હય. ઔર મરઘેકી લડાઈ ભી બના સકતા હય.

**નવાબ સાહેબ :** તુમારે મુલક મેં ઘોડેકા બચ્ચા અંડેમેં સે હોતા હય યે બાત સચ્ચી ?

**દુભાષિયો :** You coming here in the road where where travelled ? ( તમે અહીં આવતાં ક્યાં ક્યાં મુસાફરી કરી ? )

**મુસાફર :** I came here direct in a sailing vessel. I landed at Madras, and I have visited every one of the kingdoms of South. After making a tour all over this province, I intend going north. ( હું પરભાર્યો અહીં વહાણુમાં જ આવ્યો. હું મદ્રાસમાં ઊતર્યો અને દક્ષિણુનું દરેક દરેક રાજ્ય જોઈ આવ્યો. આ પ્રાન્તમાં મુસાફરી કર્યા પછી હું ઉત્તર તરફ જવાનો ઇરાદો રાખું છું. )

**દુભાષિયો** : હાં સરકાર. મદ્રાસમેં એક એસા અંડા લાકર રખા હય. બાત યે હય કે વો અંડાકું ઘોડી સેવતી નહિ. વો પાનીમેં રખા જાતા હય ઓર ઉનકું મગરી સેવતી હય. ઔર વો અંડા કોલા જેસા બડા હોતા હય. ઔર સરકાર ! અબ તો અમારે મુલકમેં આદમી ભી અંડેસે પેદા હોનેકી શરૂઆત હો ચૂકી હય.

**નવાબ સાહેબ** : વાહ વાહ ! તઆજ્જુબ ! વાહ વાહ ! હાં મિયાં, અબ તો ક્યા પૂછું ? પૂછને સે ભી તકલીફ તો હોતી હય ના ? હાં. મૈં યે પૂછું. હાં હાં. તુમારે વહાં કુત્તેકી શાદી હોતી હય ? હૈં ? ક્યું જી ? કુત્તેકી શાદી હોતી હય ? ઔર ઐસી શાદીમેં કીતને ગામ ઇનામ દીયા જાતા હય ?

**દુભાષિયો** : The Nawab Sahib intends starting a museum. Can you help us in this matter ? (નવાબ સાહેબનો ઇરાદો એક સંગ્રહસ્થાન ઉઘાડવાનો છે. આ બાબતમાં તમે મદદ કરી શકશો ?)

**મુસાફર** : Oh, yes. It is a very laudable idea. I can certainly help and send specimens of all varieties from the whole of Europe. Europe is full of such specimens at present. ( ચોક્કસ. આ તો બહુ પ્રશંસાપાત્ર ઇરાદો છે. હું જરૂર મદદ કરીશ અને આખા યુરોપમાંથી જાતજાતના નમૂના મોકલાવીશ. અત્યારે યુરોપ આવા નમૂનાઓથી ભરપૂર છે. )

**દુભાષિયો** : સરકાર ! યહ ગુલામને ચાર કુત્તેકી શાદી સત્તર કુત્તીકી સાથ કરવાઇથી. યાને ઇસિકા નિકાહ ખુદહી પઢવાયા થા. ઔર અભી યુરોપમેં એક બડા જલ્લાદ ગોધા પૈદા હુવા હય. ઇનિકે લિયે અચ્છી સી બીબી ઢૂંઢનેકા ઇનિકા ઇરાદા હય.

**નવાબ સાહેબ** : સહી. બહૂત ખૂબ. બહૂત ખૂબ. બોલોજી, બંદરકે ખેલ કરતે હો ? ચલોજી લશ્કરમેં જાના, ચલોજી લશ્કરમેં જાના. ઔર ડુગડુગી બજા સકતે હો ?

**દુભાષિયો** : Thanks. Navab Sahib is very very pleased with your good good manners. ( આભાર. નવાબ સાહેબ તમારી સારી રીતભાતથી બહુ ખુશ થયા છે. )

**મુસાફર** : I have also been immensely pleased with this interview and am greatly indebted to the Navab Sahib for doing this great honour to me. ( આ મુલાકાતથી હું ઘણો જ ખુશ થયો છું અને મને આવું માન આપવા માટે નવાબ સાહેબનો ઘણો આભારી છું. )

**દુભાષિયો** : બંદરકા ખેલ તો કરતે હય. ઔર સાથમેં બીલ્લીકો ભી નચા સકતે હય. ઔર કુત્ત્વા, કુત્તા ઔર ગદ્ધા જૈસા અવાઝ ભી કરતે હય. વો સબ સામાન લેકર આપકી ખીદમતમેં કલ હાજર હોંગે.

**નવાબ સાહેબ** : અચ્છા. કલ દેખેં. હમકુ ફીર જગા કે રખના, મિયાં. અચ્છા, જાઓ. હી હી હી હી. ફ્રિર્ર્ર. ફ્રિર્ર્ર્ર.

**હજુરીઓ** : ફ્રિર્ર્ર. ફ્રિર્ર્ર્ર.

**દુભાષિયો** : This is the National Anthem of our state. ( એ અમારૂં રાષ્ટ્રગીત છે. )

**મુસાફર** : Oh, I see. The National Anthem ! I too will respect your sentiments and try to sing it with you all. What is it ? ( એમ ? રાષ્ટ્રગીત ! હું પણ તમારી લાગણીઓને માન આપીને એ તમારા બધાની સાથે ગાઇશ. શું છે એ ? )

**દુભાષિયો** : ફ્રિર્ર્ર, ફ્રિર્ર્ર્ર.

**નવાબ સાહેબ** : ફ્રિર્ર્ર, ફ્રિર્ર્ર્ર.

**મુસાફર** : ( માનથી હેટ ઉતારીને ) ફ્રિર્ર્ર, ફ્રિર્ર્ર્ર.

**બધા** : ફ્રિર્ર્ર, ફ્રિર્ર્ર્ર.

**રંગલો** : ( પ્રવેશીને ) ફ્રિર્ર્ર, ફ્રિર્ર્ર્ર ?

**બધા** : ફ્રિર્ર્ર. ફ્રિર્ર્ર્ર.

( પડદો પડે છે. )

## લીલા-બીજી

[ પડદો ઉપડે છે. સાથે છોકરીઓનું ટોળું લઈને રંગલો રંગમંચ ઉપર આમતેમ ઘૂમે છે. કોઈની શોધમાં હોય તેમ ઉતાવળમાં આમતેમ ચારે બાજૂએ નજર કર્યા કરે છે. ]

**રંગલો** : અંબા શેઠાણી, ઓ અંબા શેઠાણી ! છે કંઈ પત્તો ? હવે તે ક્યાં શોધું ? અલી ઓ ! તમે કંઈ ગીત ગાઓ તો યે ઠીક. લખવાવાળા બધા હોંશિયાર તે આ બીજો હપતો શરૂ કરતા પહેલાં એકાદ ગીત જ મૂકવાનું ભૂલી ગયા. શેઠિયા લોકો જરા વાતોચીતો કરવા ગયા હોય-પાણી પીવા ગયા હોય, વળી કોઈ જુવાનિયાઓ આમતેમ નજર દોડાવી અને નજર ચુકાવી દિલારામ શોધવા ગયા હોય, એટલી વાર જરા ગીત ચાલે તો લોક જરા આવે, બેસે અને બેઠક પર ગોઠવાય. પણ આ તો કાંઈ જ નહિ. આમાં કંચનીઓ કે વારાંગનાઓ તો મળે જ નહિ. નહિ આવે જંગલનો અફલાતુન સીન; તો દસેક મીનીટ ખેંચવી પણ કેમ ? અરે એ અલીઓ ! બધી એમ ભટકો છો શું ? કંઈ ગીત તો ગાઓ ત્યાં હું અંબાશેઠાણીને શોધી લાઉં. છેવટે ગરબો તો છે જ.

[ છોકરીઓ સામસામી બે હારમાં ગોઠવાઈ જાય છે
અને ગીત ગાય છે. ]

અમારાં તે ગોરમાને રામ રામ કેજો રે,
સામી સામી છોકરીઓને ડામ ડામ દેજો રે.

ગોરમાનો વર કેસરિયો
નદીએ નાવા જાય રે ગોરમા
મોંમાં તે પાનનું બીડલું
ચાવતો ચાવતો જાય રે ગોરમા
હાથમાં તે નવરંગ લાકડી
ઠોકતો ઠોકતો જાય રે ગોરમા
લાછા કુમાર ઓ લાછાકુમાર
તનમન મચકો કારેલી
હીંગમાં વઘારેલી.

[ ગીત ચાલુ હોય છે ત્યાં જ રંગલો અંબાશેઠાણીને
લઈ પ્રવેશે છે. ]

**રંગલો** : એઈ! મૂગી રહો હવે. જુઓની અંબાશેઠાણી ! તમે એમ ખીજાઈ નહીં જાઓ. આ નાટક એટલે તો કાશીની જાતરા. સંઘ પહોંચ્યો તિયારે ખરો.

**અંબા** : અરે, પણ અમારું તો છેલ્લે છે ને તમે આ વચ્ચેથી કાં ખેંચી લાઈવા ? મારે નથી આવું નાટક કરવું.

**રંગલો** : જાઓ રે, અલી કાબેરો ! અંદર બેસો. તમારા ગરબાને તો હજી બહુ વાર છે. અરે અંબાશેઠાણી ! તમે એમ અધવચ રીસાઈ પડવાના તે કેમ ચાલવાનું ? આ કંઈ નાટક નથી કે તમે ના પાડી અમને રખડાવી મારો. આ તો છે આપણા ધનસુખલાલભાઈના વરઘોડાની જાન. તે રીસાઈ જાઓ તે કેમ પાલવે ?

**અંબા :** રીસાઈ નહીં જાય તો શું કરે ? તમારાં તે કાંઈ ઠેકાણાં છે ?

**રંગલો :** અરે એ, એમ હું કરો અંબા ભાભી ! રીહાવું હોય તો વેવાઈને બારણે એ નાટક કરજો. હું કાંઈ વેવાણ નથી કે તમને મનાવવા બેસું.

**અંબા :** તે મનાવવાં યે પડે, સમજ્યા કની ? ચાલો હવે કહી દો, શી ભાંજગડ છે ?

**રંગલો :** વાત એમ છે, અંબા ભાભી ! ઓ, અંબા ભાભી !

**અંબા :** હા, હા, હવે ભાભી કહેશે ને બધું ય કહેશે.

**રંગલો :** કે ત્રણ વચ્ચે વાંધો પડ્યો. આપણા ધનસુખલાલ મહેતા, જ્યોતીન્દ્ર દવે અને ચંદ્રવદન મહેતા વચ્ચે.

**અંબા :** એ એક મહોલ્લાના થઈને લડવા શું બેઠા ?

**રંગલો :** તેથી જ કની ! એક મહોલ્લાના એટલે જ લડે. તે કહે કે હવે પહેલું કોનું ભજવવાનું ? ધનસુખલાલ, જ્યોતીન્દ્ર કે ચન્દ્રવદનનું ?

**અંબા :** પણ ચન્દ્રવદનનું તો નર્મદમાંથી તાપીદાસવાળું છેલ્લું કરવાનું એ નક્કી જ હતું ને ?

**રંગલો :** અરે, પણ આ તો લેખકો. ચર્ચાએ ચઢી ગયા. કલાકારો કની ! તે કે આર્ટિસ્ટીક જોઇએ.

**અંબા :** અરે મૂઆ આરટીસ્ટી થતા એ. પછી ?

**રંગલો :** પછી શું—

અખો કહે અંધારો કૂવો.

**અંબા :** ને ઝઘડો ભાંગી કોઈ ન મુવો.

**રંગલો** : નહિ. પછી છેવટે અંબા માતા આગળ ચિઠ્ઠી નાખવાનું નક્કી થયું.

**અંબા** : મારી આગળ ?

**રંગલો** : ના ના. પેલા ચકલાવાળા અંબા માતા આગળ.

**અંબા** : હા.

**રંગલો** : અને એમાં પહેલું નામ નીકળ્યું જ્યોતીન્દ્રનું.

**અંબા** : બીજું !

**રંગલો** : ધનસુખલાલનું અને ત્રીજું ચન્દ્રવદનનું.

**અંબા** : તો પછી અમે તો છેલ્લાં જ રહ્યાં ને ?

**રંગલો** : અરે પણ સાંભળો તો ખરાં. જ્યોતીન્દ્રમાંથી શું ભજવવું તેનો ઝઘડો જામ્યો.

**અંબા** : ઓત્તારી ! આ તો બાર ભઠિયારા ને તેર પીરસનારા.

**રંગલો** : તેમાં યે પંચે કહ્યું કે નાખો ચિઠ્ઠી.

**અંબા** : તે શું નીકળ્યું ?

**રંગલો** : કે રંગતરંગમાંથી અશોક પારસી હતો એ.

**અંબા** : પણ અશોક ક્યાં પારસી હતો ?

**રંગલો** : હતો, હતો. તે જ તો. જ્યોતીન્દ્ર કહે છે ને. એ તો કહે છે કે રાજા હરિશ્ચન્દ્ર પણ પારસી હતો.

**અંબા** : ઓત્તારી; પણ કઈ રીતે ?

**રંગલો** : તે સાચું બોલતો હતો, અને પારસીઓ પણ સાચું જ બોલે છે તેથી.

**અંબા** : મરો તમે. જે હોય તે. અશોક પારસી હોય કે ઇરાની. મારે શું ? પણ તો મને શાની ઘસડી આણી તે કહી મરોની.

**રંગલો** : પણ એ જ આફ્ત છે કની. રાજા અશોકનો જ પત્તો નથી.

**અંબા** : તે તાડી પીવા ગયો હશે.

[ અંદરથી નેકી પોકારાય છે. ચતુરુદધિમાલામેખલા એવી પૃથ્વીના એકલા જ પતિ, સમધિગતપંચમહા-શબ્દ ચક્રવર્તી રાજરાજેન્દ્ર મહારાજા અશોકને ઘણી ખમ્મા. જય થાઓ. જય થાઓ. ]

**રંગલો** : સવારી આવી. સવારી આવી.

**અંબા** : અમસ્થી મને તૈયાર થતી હતી ત્યાં ગભરાવી મારી.

**રંગલો** : માફ કરજો ભાભી. પગે લાગું છ. પણ રીસાતાં નહીં. જરા અંદર ચાલ્યા જાઓ હવે. આ તો ખુદ મહારાજા અશોક આવી પહોંચ્યા. [ અંદર જાય છે. ]

**છડીદાર** : મહારાજા અશોક ચક્રવર્તીને ઘણી ખમ્મા.

**અશોક** : ( હાથમાં રાખેલો કાગળ વાંચતો ).

પસાર થતાં આય રસ્તેથી મનખ,
આસ્ટેથી વાંચી આય લેખને પરખ;
મજા બી કીધી ની ને મોજ બી કીધી,
સુરત જઇને સોજી તારી બી પીધી.

પ્રતિહારી, લેઓ. આય લેખ ગિરનારની તલેટીમાં મુકાવજો.

**પ્રતિહારી** : જી, નામદાર.

**અશોક** : હું બીજા લેખો લખાવું ચ. તે લખવાનાં બદ્ધાં સાંધનો લેઈ આવો.

[ પ્રતિહારી જાય છે. પત્થર, ટાંકણું, છીણી, હથોડા વગેરે લઈને આવે છે. ]

**અશોક** : લખો. લખી લેઓ. દેવદૂત મને લખાવે છ.

ગુલાં ને શીરીનની સાથે ફરિયો
ચીચોરા તું બબ્બે હાથે રલિયો.
ઐરું સારું કોઈ નજરે પરેચ
કે ઘેલાં શાનાં તું કાઢી મરેચ?
હૈયાંના ભાંજીને ભુક્કા કરસે
એ ભુક્કાને હાથમાં કોઈ નહિ ધરસે.

[ અશોકની શોધ કરતી બેબાકળી બની ગયેલી રાણી પ્રવેશે છે. ]

**રાણી** : ઓ ય ખુદા! ઓ મારા અસુ! ઓરત કોમને માટે આ તું સું લખી જાય છ? વીસમી સદીના જમાનામાં તો ઐરાંઓ તારી સાંભે પ્રોટેસ્ટ મીટીંગ્સો કરસે. તુંને હું જારે બી જોઉંચ તારે તું ભેજાંનું દહીં જ કરતો હોય છ.

**અશોક** : રાની! સ્યાની રાની!

**રાણી** : નહિ. હું નથી જ સમજવાની. ડિયર અસુ! જરાક આરામ લે. જરા સોડજી તારી પી. આમ ફિલ્સૂફની કાની સિરીયાંસ ડાચું સાનો કરી મરેચ?

**અશોક** : દોરે છે ઘોરા ને દોરે છે વાઘ
દોરે છે દીકરો ને દોરે છે બાપ
દુનિયા છે આ ય એક દોરંદોર
ફસિયો તેમાં તું થઇને ચકોર!

**રાણી** : બસ કર, અસુ ડિયર ! બસ કર. આય તો હવે જુલમ થાય છ. (પ્રતિહારીને) જાઓ. ચાલ્યા જાઓ. અમને રાજારાનીને જરા ખાનગી વાતચીત કરવા દેઓ.

**અશોક** : શ્યાની રાની ! જોની હું તો ચક્કરબત્તી રાજા પરીઓ. એટલે મારી વરીઓની તને ખબર નથી.

**રાણી** : તેથી જ તો તારી અરધી વરીઓ હું લેઈ લેવા માગુંચ. તારા કામમાં મદદગાર થવા માગુંચ.

**અશોક** : કઈ રીતે, કઈ રીતે ? ઓ શ્યાની રાની ! કઈ રીતે ?

**રાણી** : ઊભો રહે. હું કેઉંચ. (અંદર જઈ તાડીનું ઘરિયું લાવી તેમાંથી અશોકને પાય છે.) આ આપરે બે સાથે તારી પીએ. તું તારી પીસે તો તારા મગજને શાંતિ મલસે.

**અશોક** : લાવો બા. ઓમર ખય્યામ પન એમ જ કહી ગિયો ચ.

**રાણી** : સું કહી ગિયો ચ ?

**અશોક** : એ જ, એ જ. બરાબર છે. એ જ. (સ્તબ્ધ થઈને જોયા કરે છે.)

**રાણી** : એ તું એમ એકીટસે કોણની સાંભે આંગલી કરીને જોઈ રહ્યોચ ?

**અશોક** : મને દેખાય ચ. બરોબર દેખાય ચ.

**રાણી** : પન સું દેખાય ચ ?

**અશોક** : ભૂતના ભડકા દેખાય ચ.

**રાણી** : ઓય ખુદા !

**અશોક** : ગભરા ના. એમાંથી સાસુજીની સીક્કલ બહાર આવતી દેખાય ચ.

**રાણી** : એ તો મારા માંયજી. તેનું સું અસુ ડિયર ?

**અશોક** : મને એ ભૂતના ભડકામાંથી ભવિષનું ગ્યાન થાય ચ. હજારો વરસો પછીના સંખ્યાબંધ બનાવો બનતા દેખાય ચ.

**રાણી** : ધરખમ લડાઈઓ પણ થતી દેખાતી હોસે ?

**અશોક** : નહીં. જો સમજ. એક સુરત નામે શહેરમાં હાસ્ય-રસનો સેવક, પચ્ચાસ્ર વરસનો લેખક, નવાબી લેબાસમાં ફરતો દેખાય ચ.

**રાણી** : ઓ એમ એમ ? દેખાવરો છે કે ?

**અશોક** : સ્યાની રાની ! એમ ખોટી ઈંતેજારી ના બતાવ. જો સમજ.

તારીના ઘેનમાં હું ચોક્કસ કેવસ
કહ્યા વિના હું કદી ના રેવસ.

**રાણી** : કહોની, કહોની

**અશોક** : ધન ધન ઓ ધન ધન રે ધનસુખ મેતો
હસવામાં કોઈને ના ખસવું કેતો
ધનધન રે ધન ધન ઓ ધનસુખ મેતા
હસવામાં કોઈને ના મારે જૂતા.
તારીના ઘેનમાં હું ચોક્કસ કેવસ
કહ્યા વિના હું કદી ના રેવસ.

**રાણી** : ઊભા રેઓ. હું લખી લેઉં.

**અશોક** : ભૂલચૂકથી કદીબી એ જસે મરી,
સુરત શહેરમાં એ જનમસે ફરી.

**રાણી** : પન એ પનસે બનસે ખરો કે ?

**અશોક** : ચારે બાજુએ સલગસે ચિતા
પોરી જવસ હું તારી પીતા.

[ અશોક ઘેનમાં હોય, દિવ્ય દર્શનમાં હોય તેમ ચાલ્યો જાય છે. એનો હાથ ઝાલી સાથે રાણી પણ જાય છે. ]

[ વચલો પરદો ઉપડી જાય છે. દાંડીઓ દાંડી પીટતો પ્રવેશે છે. ]

**દાંડીઓ** : ( ડીંગ ડીંગ ) આથી સરવે લોકોને ( ડીંગ ડીંગ ) ખબર આપવામાં આવે છે કે અત્યારે અહીંઆ ચાર ચિતાની વચ્ચે—( ડીંગ ડીંગ ) ચાર ચિતાની વચ્ચે તાપીદાસ શેઠને પધરાવવામાં આવશે. માટે સરવે લોકોએ જાગતા રહેવું.

**રંગલો** : ( દોડતો આવી ) અરે એ શું કરે છ, મુરખા ?

**દાંડીઓ** : દાંડીઓ હોય તે દાંડી પીટે. બીજું શું કરે ?

**રંગલો** : પણ ખોટી વાતની દાંડી પીટે છ. તાપીદાસ શેઠને નહીં, પણ એના દીકરા વિપિનને પધરાવવાનો છ.

**દાંડીઓ** : ઓ એમ ? આ તિયારે એમ પીટી નાંખીએ.

**રંગલો** : પણ એ ઉલ્લુ, સમજ.

**દાંડીઓ** : ઉલ્લુ હોય તે સમજે કેમ ?

**રંગલો** : હવે દોઢડહાપણ રેવા દે ની. જો, ધનસુખલાલના છેલ્લા ફાલમાંથી અને ચન્દ્રવદનના નર્મદમાંથી એમ બે લખાણોનું નાતરૂં કર્યું છ. તે તો ઠીક, પણ પેલા તાપીદાસના કૂટવાના દશ્ય માટે મને જરા ચિંતા થાય છે.

**દાંડીઓ** : કેમ ?

**રંગલો** : પેલું યાદ છે ને ? સાત વરસ પહેલાં કેટલાક જૂના વિચારના લોકોએ ખુદ નર્મદાશંકરના લખેલાં દશ્યો ભજવવા માટે વિરોધ કરેલો.

**દાંડીઓ :** ભોગ એમના.

**રંગલો :** ના ના, એમ નહીં. આજે પણ લોકનો મોટો ભાગ જૂના વિચારનો જ છે અને એમને હજી ખુદ નર્મદાશંકરના વિચારો વધારે પડતા લાગે છ.

**દાંડીઓ :** એથી તો એનાં લખેલાં લખાણો ભજવવાની ખાસ જરૂર છે.

**રંગલો :** પણ પ્રેક્ષકો ઊભા થઇને ચાલી જશે તો ?

**દાંડીઓ :** તો તે ઊભા થઇને જ જાયને! બેઠા બેઠા ઓછા જ જવાના છે ?

**રંગલો :** પણ આમાં ચન્દ્રવદને તો કૂટવાનું પણ નાંખ્યું છ. તે લોકોથી કેમ જોયું જશે ?

**દાંડીઓ :** તો આંખો બંધ કરશે.

**રંગલો :** ભાઈ, મારી હિંમત તો નથી ચાલતી.

**દાંડીયો :** અરે શું મહારંગીલા રંગલાજી ! એમ ભાજી ખાઓ છ ? મારૂં ચાલેને તો ખુદ નર્મદે લખેલા સીન–વિધવાને અહીં લાવી, એના માથાના વાળ હજામ પાસે બોડાવી, એને પહાણને હાથે હેરાન થતી—બતાવું 'તુળજી વૈધવ્યચરિત્ર' માં લખ્યું છે તેમ.

**રંગલો :** તારે બોડાવજે ભાઈ.

**દાંડીઓ :** ( દાંડી પીટતાં ) આથી સરવે લોકોને ખબર આપવામાં આવે છે કે ( દાંડી ) હજી અક્કલવિનાના કુરિવાજો ગુજરાતમાં ચાલી રહ્યા છે; ( દાંડી ) માથું બોડવાના, મૂઆ પછાડી રડવા કૂટવાના, મોત પછી બારમું તેરમું જમવાના—

**રંગલો :** ( જોરમાં આવી ) એવા કુરિવાજો નાટકોમાં બતાવી લોકોની આંખ ઉઘાડવી જોઇએ. એટલે ઢાંકપીછોડો નહીં કરવો જોઇએ.

**દાંડીઓ** : શાહબાશ, શાહબાશ! ઝુકાવો ત્યારે.

**રંગલો** : ચાલ ત્યારે તું ત્યાં ગાદી તકિયો બિછાવી દે. હું તાપીદાસ શેઠની પધરામણી કરાવી દઉં.

(જતાં જતાં) એ પણ એક રંગ છે ને? આજે સો વર્ષે પણ નર્મદાશંકરનાં લખાણો સામે જ વાંધો અને આપણે સુધરેલા કહેવડાવીએછ! સારૂં છે કે કવિ આજે જીવતા નથી, નહિ તો લોકો એનું ખૂન કરત.

**દાંડીઓ** : એઈ! એઈ! ત્યાં શેઠની ગાદી ઉપર તકિયો મૂક, બિછાનું પાથર. (ડીમ ડીમ.)

એ તાપીદાસ શેઠ પધારે છે ને સામેથી મનરહરરામ કાકા—

**તાપીદાસ** : આવો, આવો. મનહરરામભાઈ ટમે તો આપડા વિપિનના કાકા રહ્યા. તે પહેલા જ મુરટમાં આઈવા. ઠીક કીધું.

**મનહુરરામ** : તાપીદાસ શેઠ! આપણા વિપિન માટે કન્યા તો એવી સોધી લાઇવો છ કે વાત જ નહીં. હું શેઠ જારે કાટ સર્કલ પર રોન મારવા નીકલતો—

**તાપીદાસ** : મારે જડા હજી ડડસન કરવા જવાનું છે હું.

**મનહુરરામ** : અરે શેઠ! તીસની સાલમાં એમ બનેલું કે આપણો મગન ચકલી, અને છગન વાંદામારૂ, બંનેને કન્યા શોધવીતી.

(વેણીગવરી આવે છે.)

**તાપીદાસ** : આવો વેણીગવરી, આવો. આવો. વિપિનની ફોઈ થયાં પણ હજી તમે એમ ધોળાટાં ધોળાટાં ચાલવાનું ભુઇલા નહીં.

**વેણીગવરી** : વિપિનનો વિવા કરવો અને એમ માલીએ નહીં તો કેમ ચાલે?

**તાપીદાસ** : હા, હા. હાસ્ટો, હાસ્ટો.

**વેણીગવરી** : કેમ અંબા ભાભીજી નથી ?

**તાપીદાસ** : એટો હેં હેં હેં. હું જોઉં. હેં હેં એટો એમ ટેમ દડસન બડસનમાં ગઈ હસે. હેં હેં ટમે બેસો. બેસો ટો ખરા. હેં હેં.

પન ટમે બે ભાઈ બેન હજી બોલટાં નથી ? એમ રીસાયા કડો ટે કેમ ચાલે ?

**મનહરરામ** : સેઠ ! વીસની સાલમાં હું જારે સુરત બ્હાર ડીસ્ટીક્ટમાં ફરવા ગયલો અને મોટો પ્લેગ આવેલો.

[ સેવકલાલ આવે છે. ]

**સેવકલાલ** : મોટો પ્લેગ કોને કહો છો મનહરરામજી ? તમે છોકરાના કાકા હસો, પણ હું મામો છું સમજ્યા ને ? ઘોડે તો મારે જ ચડાવવો પડસે.

**મનહરરામ** : અરે પણ આતો પેલા કોના જેવી વાત થઈ ? પચ્ચીસની સાલમાં ઈડિનના ગરબામાં ગયાતા—

**સેવકલાલ** : પ્લેગ કોને કહ્યો ? સૂધો જવાબ આપો.

**મનહરરામ** : તમને કોણે કહ્યો ? તમે મામા હસો તો હું કાકો છું સમજ્યાને ? મેં પણ દુનિયા જોઈછે.

**સેવકલાલ** : તો મેં પણ દુનિયા જોઈછે સમજ્યા ?

**મનહરરામ** : ધૂળ જોઈ છે તમે. શું જોયુંછે તમે ? બોલોની શું જોયું છે ?

**સેવકલાલ** : દુનિયા.

**મનહરરામ** : તો દુનિયામાં ધૂળ જ છે સમજ્યાને મહેરબાન. હાહા હાહા.

**તાપીદાસ** : અડે ભાઈ, હવે એમ સગાવહાલાં ઠઇને તડાતડી કેમ કડો'છ ? આપણે વિપિનના વિવાહ કડવાના, અને ટમે એમ લઢો—ઓ ઓ મારીબાની સવાડી આવી. સવાડી આવી. આવો પ્રેમકોર માસી ! આવો.

**પ્રેમકોર** : અરે તમે કહ્યું તે કંઈ મારે કઇરિ વિના ચાલે ? આપણે તો તરત હિસાબ. કેમ શું વાતો કરતા હતા ?

**તાપીદાસ** : અડે આ મામા, કાકા, ફોઈ બઢા લઇઢિ કડે તે મકું સગાં ઠઇને લઢો તે કંઈ સાડું ?

**પ્રેમકોર** : એ તો સગાં હોય તે જ લઢે ને. બ્હારના ઓછા લઢવા આવવાનાં ? કાંછે અંબા બેન ?

**તાપીદાસ** : હેં હેં તે જ જુઓની. છે કંઈ પટ્ટો ? લાવો હું જડા ખબડ કાઢું કે કાં ગઈ છ. (તાપીદાસ જાય છે.)

**વેણીગવરી** : કેમ પ્રેમકોર, તું તો હમણાની કંઈ દેખાતી જ નથી ?

**પ્રેમકોર** : અરે તે સમજ્યા હવે. તે શું ધાઇરૂ છ તે તું કેની.

**મનહરરામ** : એ તો હું બોલતો નથી ત્યાં સુધી. તમે શું નકકી કઇરૂં છ તે તમે કહોની. છપ્પનીઓ જ્યારે—

**સેવકલાલ** : બસ બસ. છપ્પનીઆ જેવા તો તમે છો. બીજાને મોટો પ્લેગ કહેતાં સરમાતા નથી ?

**મનહરરામ** : પણ મેં તમને નથી કહ્યું.

**વેણીગવરી** : હાય હાય એમ લઢો છ શું ? આમ કાકા, મામા, માસી ને હું એકઠા થયા છ તે કે વિપિનનું તો કરીએ કે એમ અમસ્થા છબાજોડી કર્યાં કરીએ.

**પ્રેમકોર** : તે તો હું તને કારની પૂછુંછ કે બા તે શું ધાઇરૂં છ ? મોટી ફોઈ થઈને નીકળી છ તે !

**વેણીગવરી** : હવે તેં શું ધાઈરૂં છ તે કહેની ? મોટી માસી થઇને નીકળી છ તે !

**સેવકલાલ** : અને કાકાસાહેબ, ઓ કાકાસાહેબ. બધાને પ્લેગના ઉંદર કોછ, તે તમે શું ધાઈરૂં છ તે કહી નાખો ને.

**મનહુરરામ** : તો મામાલગનિયા ! હું જ્યાં સુધી બોલતો નથી ત્યાં સુધી. તમે શું ધાઇરૂછ તે તમે જ બોલોની.

**પ્રેમકોર** : તે સું બધા જુદું જુદું ધારીને આઇવાછ ?

**મનહુરરામ** : મને તો તાપીદાસ ભાઇએ કહાવેલું તે આપણે તો તરતજ નક્કી કરી નાઈખું.

**સેવકલાલ** : અરે કીધું કીધું નકકી. તાપીદાસ શેઠે તો મને જ કહાઇવું હતું. કે આપણા વિપિન માટે એક સારી કન્યા ધ્યાનમાં રાખજો.

**વેણીગવરી** : તે એમ નકકી કર્યે કંઈ નકકી થાય કે ?

**પ્રેમકોર** : ના તો કેમ નકકી કર્યે નકકી થાય ?

**વેણીગવરી** : નકકી તો હું કરી આવી છું. મેં તો આજે ચાંલ્લા કરવાની પણ હા પાડી દીધી છ.

**પ્રેમકોર** : એમ ? એટલે તેં કીધું તે થઈ ગયું ? અરે એમાં તો મોસાળીઆંનો હકક પહેલો. વિપુને તો હું પરણાવવાનીછ.

**વેણીગવરી** : તે તું પરણી તે ઓછું પઇડું તે હજી વિપુને પરણાવવા નીકળી છ. પરણાવજે ને તારા દીકરી દીકરાને.

**મનહુરરામ** : બરાબર. સત્તરના સાવણમાં અમે ભીમપોરની જાતરાએ ગએલા તારે—

**સેવકલાલ** : અરે તમારી જાતરા મૂકો ચૂલામાં. તમે કયાં નકકી કરી આઇવાછ તે તો કહો.

**મનહરરામ** : હા હા. હું કંઈ તમારા જેવો બીકણ નથી. સમજ્યાને મહેરબાન ! આ કહ્યું; આપણા દિનમણીભાઈની તનમન જોડે.

**સેવકલાલ** : હેં તનમન બાડી જોડે ? હેં ? વાહ કાકાજી ! ભત્રીજાવહુ તો સારી શોધી લાઈવાછ !

**વેણીગવરી** : તો ભાઈ તમે કેવી લાઈવા છ તે કહોને ?

**સેવકલાલ** : ભોળાભાઈની હસમન. નાતમાં એવા કાવલા બાંધાની છોકરી છે બીજી ? કેમ બોઈલા નહીં ?

**વેણીગવરી** : હા, છોકરી તો સારી પણ—

**સેવકલાલ** : પણ—પણ શું બોલોની. એમ અમથા ચીંથરાં ફાડવાનાં નથી સમજ્યા ને ?

**વેણીગવરી** : પણ પણ શું ? તે એને તો ખઈ થયો છ, ખઈ. એના કરતાં આપણા મનુભાઈની જસમન શું ખોટી ?

**પ્રેમકોર** : જસમન ! હાય ! હાય. એતો લંગડી છે.

**વેણીગવરી** : ( તપીને ) લંગડી છે તો તમે કયું રતન સોધી લાઈવા છ, તે કહો ને.

**પ્રેમકોર** : આપણા મનસુખલાલ ડીપોટીની રસમન.

**મનહરરામ** : ઓ ભગવાન ! એ તો ત ત ત ત ત પ પ પ પ !

**વેણીગવરી** : હા રે હા, સાવ તોતડી. વાહ, દીવો લઈને સું વહુ સોધી લાવી છ !

( તાપીદાસ પ્રવેશે છે. )

**તાપીદાસ** : વાલ્લામોઈ, દાંડીઓ ખરીદવા ગઈ તી. આવી. આવી.

**મનહરરામ** : શું છે શેઠ ! આ ભાભીની સવાડી આવી. બોલો, પછી કહો હવે આપડે સું નકકી કીધું ?

**પ્રેમકોર** : નકકી શું ? અહીં તો ચારે જણા ચાર વહુઓ સોધી લાઇવા છ. તમે કો' તેમ કરીએ.

**વેણીગવરી** : તે એમ જ થાયને. તમે બધ્ધાને કહી બેઠા–તે આ તે કંઈ નાત જમાડવાની હતી કે બધે નોતરાં દઈ બેઠા ?

**તાપીદાસ** : ઓ ત્તારીની, સું કોછ ?

( કાણો બલવંત ગોર પ્રવેશે છે, તરભાણુ લોટો વગેરે સાથે. )

કેમ એઈ બલ્લુ ખીસકોલી, તું સું ચઢી આઇવોચ ?

**બલ્લુગોર** : કલ્યાણ થાઓ તાપીદાસ શેઠનું. એ તો આપણા વિપુભાઈના વિવાહના ચાંલ્લા કરવા માટે. પ્રેમકોરમાશીએ કહ્યું તે વહુ તરફથી હું આવ્યો છું.

**તાપીદાસ** : હેં પ્રેમકોર ? આ કયા વેવાઈનો ?

( લંગડો રામશંકર ગોર પ્રવેશે છે. )

**રામશંકર** : જયતુ જયતુ દેવા: ! શુભં ભવતુ.

**તાપીદાસ** : શુભં ભવતુ ઉ. તે ટમે કાંહી ચઢી આઇવા ?

**રામશંકર** : કેમ વળી એમ બોલો છો શેઠ ? આપણા મનહરરામ કાકાએ કહ્યું તે વેવાઈને ત્યાંથી ચિરંજીવી વિપુભાઇને ચાંલ્લા કરવા.

**તાપીદાસ** : મનહરરામ, આ તમારા વેવાઈ ?

[ ત્રિપુરાશંકર બ્હેરો હાથમાં પંચભાગ સાથે શ્લોકો લલકારતો પ્રવેશે છે. ]

**ત્રિપુરાશંકર** : સર્વ મંગલ માંગલ્યે, સર્વેશાં સુખિનો ભવે
મંગલં મંગલં કુર્યાત્ ભવઃ સૌનું કરો મંગલમ્
જય જય ! જય જય !

**તાપીદાસ** : આટો ટીજું મંગળ સાવધાન ! આવો, પધાડો પધાડો. ટમે કાંથી આઇવા છ ? કોનો ચાંલ્લો લાઇવા છ ?

**ત્રિપુરાશંકર** : હીહીહી બધા ખુશીમાં છે ?

**તાપીદાસ** : અડે હું કહું છું ટેનો જવાબ આપો. ટમે કિયા વેવાઈને તાંથી !

**વેણીગવરી** : મેં બોલાઇવો’છ. લો સું કો’છ ? એ તો ગોર જરા બેરા છે, તે મોટેથી બોલો તો સાંભળશે.

**સેવકલાલ** : એ તો જેવી વહુ તેવા ગોર.

**તાપીદાસ** : (મોટેથી) અડે ગોડ માડાજ ! ઓ ગોડ માડાજ ! સાવઢાન.

**ત્રિપુરાશંકર** : સાવધાન ! સાવધાન !

(ચાંલ્લો કરે છે.)

**તાપીદાસ** : અડે મને સેના ચાંલ્લો કડો છ ? માડી ચોથી વાડની તો વાઘ જેવી બેઠી છ. તને ને મને બંનેને ખાઈ જાય એવી.

(મૂગો બોબડો શિવશંકર નારિયેલ લઈને આવે છે.)

**શિવશંકર** : નમસ્ટે મહાજન હેં...હેં...

(લાવેલ નારિયેલ તાપીદાસના હાથમાં મૂકે છે.)

**તાપીદાસ** : રે...રે...રે...રે...મને નાડીએડ સેનું પકડાવો છ ? ગોડ માડાજ ?

**શિવશંકર :** રે...ટે...પ...બ...ફ...

[ ઈસારતથી સમજાવવા પ્રયત્ન કરે છે કે સેવકલાલના વેવઈનો ગોર પોતે છે. ]

**તાપીદાસ :** પણ ચાર જણ સેના ને વાત સી ? હું ચાર વાર પન્યો છ. પણ ટનને ચિટામાં બાલીને ચોથે ચોથું નારીએલ ઝાઈલું હતું. આતો ચારે ચોકા હાડે માંડવા બેહા છ !

( અંબાશેઠાણી રૂઆબમાં પ્રવેશે છે. ]

**અંબા :** આ સું ? હાથમાં નારિયેલ સાથે કયે વરઘોડે ચઢવા નીકળ્યા છ ?

**તાપીદાસ :** આ ટો આપણા વિપુભાઈના વિવાહ કરવાને ચાર વહુ તરફથી માગાં આઈવા છ.

**અંબા :** પણ મારા વિપુના વિવાહ કરવાનું કહ્યુંતું કોણે ?

**પ્રેમકોર :**
**વેણીગવરી :** } આ તાપીદાસ શેઠે જ તો.
**મનહરરામ :**

**સેવકલાલ :** એમણે, એમણે.

**અંબા :** તે તમને વિવાહ કરવાનું કોણે કહ્યુંતું ? હજાર વાર મેં ના નોતી કહી, કે લગન વિવાહમાં તમે નહીં સમજો ? અને પછી આવાં બાફણાં બાફતા ફરોછ. છો જ તદ્દન દાધાબળ્યા.

**તાપીદાસ :** અરે પણ પછી સાડી વહુ કાંથી લાવવી ?

**અંબા :** લાઈવા લાઈવા. તે તમે જ જાણે વહુ લાવી શકો છો એમ ?

**તાપીદાસ :** માડી ચાડ વહુઓ તો હું જાતે જ લાઈવો તો કે કોઈ બીજું ?

**અંબા** : બસ, હવે. (ગોર તરફ) આ બધા લુલા લંગડા કોણ છે?

**તાપીદાસ** : વહુઓ આવવાની ટેના સેમ્પલ.

**અંબા** : જાઓ એ, જાઓ. પધારી જાઓ. અને તમે પણ શું બધા ઘોડે ચઢીને ચાલી નીકળ્યા?

**પ્રેમકોર** : પણ હવે અમે નક્કી કીધું છે તે?

**અંબા** : અરે કીધું નક્કી. જાઓ, ના કહી દો. વિપુ માટે તો હું વહુ લાવવાનીછ. આજે જ આવશે જોવી હોય તો બેસજો.

**બલ્લુગોર** : અમને દખ્ખણા બખ્ખણા મળશે કે?

**અંબા** : દક્ષણામાં આ નારિયેલ અને બીજો ડૈયો. ચાલો જાઓ. નીકળી પઈડા વિવાહ કરવા!

**તાપીદાસ** : હેં વિપુની વહુ ટું લાવવાની છ?

**અંબા** : ના તો, તમે લાવવાના?

**તાપીદાસ** : ચાલો ઠીક. મને હું ખબડ કે ટું સોધી લાવસે. આ ટો ટારી મેનટ બચાવવા મેં કીધું. ચાલો ભાઈ, બધું ફોક.

**અંબા** : બોલ્યા-બદ્ધું ફોક! ચાલો બધા નીચે. હવે ચાપાણી પીને જ જજો.

(બધા એકત્ર મળી જાય છે. અંબા શેઠાણી જતાં જતાં જ કહે છે.)

**અંબા** : (તાપથી જ) આ જુઓ, તમારે અહીંઆં બેસવું હોય તો બેસજો ને નહિ બેસવું હોય તો નહિ બેસતા. પણ હમણાં મારી બેનપણીઓ અને સાહેલીઓ આવવાની છે તે અમે અહીં ગરબો ગાવાના છીએ. વિપુની વહુ પણ એમાં આવશે.

**તાપીદાસ** : અહીં ગડબો ગાવાના છો?

**અંબા** : હા, હા. અમે કંઈ તમને કાઢી નથી મૂકવાના. એ તો તમે, તમારું કંઈ હોય તો સ્ત્રીઓને નથી બોલાવતા. અમે તો કહીએ છ કે બેસો હિંમત હોય તો.

**તાપીદાસ** : હેં, એટલે સું ? હિંમટ હોય ટો ? ટે સું અમાડામાં અહીં બેસવાની હિંમટ નઠી હેં ?

**અંબા** : તો બેસજો. પણ વચ્ચે ટકટક ના કરતા.

**તાપીદાસ** : પણ ટું કે'છ સું ? ટું અમાડા દેખટાં અહીં ગડબો ગાસે ?

**અંબા** : હા, હા, હા, હા, હા.

**તાપીદાસ** : અડે કંઈ વાટ છે ? સાલા બૈડાંઓનું ઠવા સું બેઠું છ ?

[ ગંગાદાસ શેઠ પ્રવેશે છે. ]

**ગંગાદાસ** : કેમ તાપીદાસ શેઠ ! શું છે ધમાલ ?

**તાપીદાસ** : કંઈ નહિ. આ જુઓને. આ સાલા આજકાલનાં બૈડાં–

**અંબા** : ચાલો, ગાળો ન દેતા ! જુઓને ગંગુભાઈ ! આજે અમે અહીં ગરબો ગાવાના છીએ, તે જરા મેં એમને કહ્યું; તેમાં તો આવડો ડોળો ચઢાવે છે. જાણે અમે એમ બી જવાના હઈશું.

**ગંગાદાસ** : અરે ના ના ના ના, આકળા ન થાઓ. તમે કાં બીઓ એવા છો. ગાઓની ગરબો, અમે પણ સાંભળશું. એ દિવસ ક્યાંથી ?

**અંબા** : ઠીક, ઠીક. લો ચાલો, ચા બા મોકલાવું ? હું તૈયારી કરું છું. જરા સમજાવજો એમને. આજે હું વિપિનના વિવાહ કરવાની છું. ને વહુને બોલાવી છે.

[ જાય છે. ]

**ગંગાદાસ** : હાય છણુકો ! તાપીદાસ શેઠ, શેઠાણીનો તાપ બહુ જો !

**તાપીદાસ :** અડે આખ્ખો ને આખ્ખો બળી ચાઇલો. આ જુઓની, આપડી સામે ગડઓ ગાવા નીકળી છ !

**ગંગાદાસ :** તો ગાવા દો ની. જુઓની શેઠ, આપણે બહાર છાનામાના રાધાના ગરબા સાંભળવા જઇએ છીએ ને—આપણે એમ સમજવું.

**તાપીદાસ :** હા ભાઈ હા, બીજું સું હોય ? આટો આ પેલો નડમડાશંકર કવિ મૂઓ છ, ટે પેલા ડાંડીઆમાં કંઈ ટાણ્લું લખે છ ટે વાંચીને આ ઉશ્કેડાય છે. હું ટો બહુ યે ના કહું છ, કે એ છાપું આપડા ઘડમાં નહિ, પણ એ માને જ સાની ?

**ગંગાદાસ :** શેઠ, મારી ગરીબની સલાહ માનશો ? મારી સાથે જ હમણાં એક ભુવો આવેલો છે. નીચે જ ઊભો છે. શેઠ ! ભુવો તે ભુવો. ભલભલી ગરમ બૈરીઓને નરમ ઘેંસ કરી નાખે છે. એક બેચાર રૂપિયાનો ખરચ, પણ બૈરી સદાની ગુલામ.

**તાપીદાસ :** અરે ભાઈ ! એ પણ કડીને હું કંટાઇળો. બહુ ડોડા બાંઇઢા, બાઢા લીઢી, અગિયારસ કીઢી, જાટરા જઈને જમનામાં ડૂબ ઢોઇળાં પણ......

**ગંગાદાસ :** અરે, કહે છે કે પંજાબનો બંગાળી ભુવો છે. પંજાબના બંગાળી બહુ હોશિયાર આવે છે. આટલું કીધું છે તો એક વધારે. અજમાવી તો જુઓ ?

**તાપીદાસ :** ટમારી ખાટડીનો માણસ છે ?

**ગંગાદાસ :** હા, હા, સો ટકા. જુઓ કોઇને કહેતા નહિ; મારી પોતાની બાયડીને મેં વશ કીધી છ ને ? અરે, બીજું કહું ? તમારાથી શું ખાનગી છે ? એક માદળિયું મંતરી આઇપું તેથી તો વહુને અધરણી આઇવી છ, અધરણી !

**તાપીદાસ :** ટો બોલાવો, બોલાવો હમણાં જ.

**ગંગાદાસ :** ( ત્યાંથી જ ) એ પરસોતમદાસ ! એ પરસોતમ-દાસ ! આવો, આવો, ઉપર આવો; સાથે ભુવાજી મહારાજને પણ લેતા આવો—આવો, આવો, શેઠ બોલાવે છે. આ—આ બાજુ દરવાજાનો દાદર છે.

**તાપીદાસ :** હા, હા, કહોની, માડા નામડી જડા આથડો કડોની ?

**ગંગાદાસ :** ના, ના, આઈવા એ તો.

**તાપીદાસ :** માડા ઘડમાં જડા ખખડ ન પડવા ડેટા. એ આવે ટો વાટ જડાઆઆ ફેડવી નાખજો.

**ગંગાદાસ :** અરે હાસ્તો, એમાં કહેવાનું હોય જ નહિ.

**તાપીદાસ :** એ ટો, ટમે ટો સમજુ છો પણ ભુવાજીને કહેવાનું.

**ગંગાદાસ :** અરે એ પણ સમજી જ જશે. એનો પરચો તો જોજો ! મનના વિચાર જાણી લે છે. તમે જોજોની !

**તાપીદાસ :** હા ભાઈ હા, વિદ્યા કોઈના બાપની છ ?

**ગંગાદાસ :** આને તો હાજરાહજુર વશ છે. બાબરો ભૂત વશ છે, બહુચરા માતા વશ છે, અને હનુમાનજી પણ વશ છે. અરે શેઠ ! મોંમાંથી નારીએલ કાઢે છ ! આવડું મોટું નારીએલ ! લ્યો બેસો, હું જરા દાદર પર જોઉં—આઈવા કે નહિ.

( અંદર જાય છે. )

**તાપીદાસ :** હા, હા. રસ્ટો નવો કેની ! ડાડડ જડા જૂનો છે. પેલી ડોડી બાંઢી છે, ટે પકડવા કેજોની.

[ કંઈક વાર રહી ભુવો પરસોતમદાસ અને ગંગાદાસ આવે છે. ભુવો લાલ ડોળા કાઢી હાથથી ભુરકી નાખતો હોય એમ શેઠ સામું જુએ છે અને શેઠ ઊભા થઈ બીકના માર્યા દોડે છે. ગંગાદાસ એમને આશ્વાસન આપતાં, પકડીને પાછા તકિયે બેસાડે છે. ]

**ગંગાદાસ** : અરે શેઠ, તમે શા માટે ગભરાઓ છો ? એ તો જરા એનું જોર બતાઇવું. બેસો બેસો.

**ભુવો** : સેઠ ! દેખ, તેરી ઓરત તેરે કાબૂમેં નહીં...

**તાપીદાસ** : એ સું કીદું ?

**ભુવો** : મૈં સમઝાતા હૂં. તેરી ઓરત તેરે હાથમે નહીં, ઔર તૂ ઉસકા હાથમેં હો.

**તાપીદાસ** : હાં, હાં. ( હસતાં ) સચ્ચા ! સચ્ચા ! એમ જ હે.

**ભુવો** : મેરે સામને દેખ—આંખોં મેં દેખ !

[ હાથમાંની ઠીકરાની નાની સગડીમાં જરા લોબાન નાખીને ]

અબ તેરા અચ્છા વખ્ત આ રહા હૈ. તૂ શેરકા બેપાર કરેગા જિસમેં બહોત ધન કમાયગા.

**તાપીદાસ** : હાં, હાં. સેરના સોદામાં તો ટેજી થાય છે, ઓડ એ બાયડીના સોદામાં મંડી ?

**ભુવો** : ઓરત તેરી ગુલામ હો સકતી હૈ, મગર થોડી તકલીફ હૈ...

**તાપીદાસ** : ( ચપ કરતો ) અડે જડા ઢીમે બોલો ભુવાજી, ઢીમે ઢીમે ! એ હાંભળસે ટો માડો ડાટ વાળી નાખસે.

**ગંગાદાસ** : અરે મહારાજ ! જે હશે તે શેઠ કરશે—એનું કંઈ કરી આપોની, બાપજી ! બડી કિરપા.

**ભુવો** : રૂપયે પચીસકા ખર્ચ હૈ, ઔર તીન રોજ ઉપવાસ—ફક્ત ફલાહાર. દૂસરા સબ મૈં કર દૂંગા. જપ, જાપ, મંતર, પૂજા......

**ગંગાદાસ** : બસ ?

**ભુવો** : નહીં મૈં એક દોરા દૂંગા. અભી દૂંગા, વહ આઇકો બાંધ દેના.

**તાપીદાસ** : હાય હાય, એ વાલ્લામોઈ ડોડો ટો બાંઢવા જ સાની ડે ? અડે, મને જીવટો ખાઈ જાય !

**ભુવો** : સેઠ, જરા દેખો તો સહી. ( આંખ મીંચી, કંઇક મંત્ર બોલી, એક દોરો કાઢીને આપે છે. ) લો, જાઓ, અભી બાંધ કર આઓ. મૈં બૈઠા હૂં. કયોં નહીં બાંધ સકે ?

**ગંગાદાસ** : અરે હા શેઠ ! એમ શું હિંમત હારી જાઓ છો ? બૈરાંને દોરો બાંધવો તેમાં શી મોટી વાત છે ? મેં તો કંઈ દોરડા બાંધી નાઇખા !*

**તાપીદાસ** : અડે ભાઈ, પણ ટમારી બૈડી જુડી અને માડી બૈડી જુડી !

**ગંગાદાસ** : અરે, બૈરાં નામે એક ! જાઓ મારા શેઠ, એમ હારી શું ખાઓ છો ? ચાલો, હું આવું છું સાથે.

**તાપીદાસ** : ના, ના, એમ ટો હું જઇસ. પણ—

**ગંગાદાસ** : અરે પણ ને બણ. વીંધ્યું એ મોતી. ચાલો લો, પકડે દોરો ! ઊઠો.

[ શેઠને ઊભા કરે છે, ગભરાતા બીતા શેઠ આગળ અને પાછળ ગંગાદાસ તેમને તખ્તાના નાકા સુધી મૂકવા જાય છે. ]

* વીર નર્મદ પા. ૭

**ભુવો** : ઇશ્વરકા નામ લેકે ચલના.

**ગંગાદાસ** : હાં, અને હિંમત રાખવી. એમ જ સમજો કે જાણે બંગડી પહેરાવવા જ ગયા છીએ. નહિ બંધાવે તો ઘરેણાંની લાલચ આપવી.

**પરસોતમદાસ** : અરે ઘરેણાંની લાલચ આપી કે ગમે તેવી સ્ત્રી પણ ગુલામ !

**ગંગાદાસ** : એ ઓરત બડી તેજ હે. બાત અયસા હે, ભુવાજી ! કે બાઈ ઓત નાસ્તિક હે. નહિ દરસન કરનેકુ જાતી, નહિ પતિકુ પ્રભુ સમજીને પૂજતી, ઓર બહાર નદીકિનારે ફરવા જાતી. ઓર કભી કભી અંગરેજી સિખવાની બી બાત કરતી હે.

**ભુવો** : હં, હં, ફંદેમેં પડ ગઈ હૈ.

**પરસોતમદાસ** : હા બાપજી, એમ જ છે. એ અભી સુધારા ચલતા છે, એ પવન લગ ગયા.

**ભુવો** : તો કયા હો ગયા ! એક ચપટી રાખ ઔર એક એસી ફૂંક, દેખો—ફુઉઉઉ ! ઇતનેમેં નિકાલ સકતા હૂં. મગર દેખો...

**ગંગાદાસ** : શેઠ આઇવા.

[ મરેલા માણસ જેવું ડાચું કરી, લથડાતે પગે હતાશ થયેલા શેઠ આવીને બેસે છે. ]

**ગંગાદાસ** : કેમ શેઠ ! બાંઇધો કે ?

**તાપીદાસ** : અડે ભાઈ ! બૈડી તે કોઇડી બંઢાઈ છ ? ટેમાં વળી આ અમાડો ડાગીનો !

**ભુવો** : કુછ પરવા નહીં.

[ અંબા શેઠાણી તાપમાં જ પ્રવેશ કરે છે. પાછળ બહેનોનું ટોળું છે. ]

**અંબા** : આવો આવો આ બાજુ. એ તો એ લોકો બેઠા છે. છો બેઠા, આપણે શું ? આપણે તો ગરબા ગાઇશું, અને પછી જોઇએ તો નીચે બેસીશું.

**ગંગાદાસ** : હા હા, અંબાભાભી ! ગાઓની, અમને તો ગરબા સાંભળવા બહુ ગમે.

**અંબા** : હાસ્તો, શા માટે નહિ ગમે ! ઘરનાં બૈરાંઓને ગોંધી રાખવાં, અને પારકાં બૈરાંઓના ગરબા સાંભળવા કોને ન ગમે ? કેમ બોલોની, હવે કેમ જીભ સીવાઈ ગઈ ?

**તાપીદાસ** : (ધીમેથી) ટમે કાં એને ચગાવો છ ? એની જીભ ટો આવડી નવ ગજ લાંબી છ, નવ ગજ !

**અંબા** : ચાલો, ગોઠવાઈ ગયા કે ? હં, ગાઓની ગાઓ હવે.

[ બધાં બરાબર ગોઠવાય છે, અને ગરબો ગવાય છે. બાજુમાં શેઠીઆઓ ધીમી તાળી આપી રસમાં તલ્લીન થતા જાય છે. ]

ભમ્મરીઆ કૂવામાં પડઘો બોલે,
પડઘો બોલે ને આભ અન્તર ખોલે.
ભમ્મરીઆ કૂવામાં પડ્યો બોલે.

કૂવાને ચારેગમ ભમરો બોલે
એને ગુંજારવે ગગનો ડોલે;
ભમ્મરી—

કુવાને પાળ કોક ગરબી બોલે,
ગરબો કોરંતા એનાં હૈયાં ખોલે;
ભમ્મરી—

કૂવાની થાળે કોક ડોલર ડોલે,
એની છાયામાં કોક ખોયું ખોળે;
ભમ્મરીઆ—

કૂવાને નીર મીઠી લહરી ડોલે,
હૈયાની લ્હેર આતમગાથા ખોલે;
ભમ્મરીઆ કૂવામાં પડ્યો બોલે.

[ ગરબો ગવાઈ રહે છે અને બધાં વીખરાય છે. ]

**અંબા** : ચાલો આપણે નીચે બેસીએ, ચાલો. તમારે કંઈ પાન-પાણી જોઈએ છે ? તો મોકલાવું.

( જઈને તરત પાછી ફરી )

**અંબા** : લ્યો, આ વળી કંઈ તમારો શેરસટ્ટાનો વરઘોડો હશે—આ તાર.

**ગંગાદાસ** : હેં ! ટાઢ આઇવો છ, ટાડ ? હાય હાય.

**ભુવો** : યહ ક્યા ચીઝ હૈ ?

**અંબા** : અરે ક્યા ચીજ શું બળ્યો તાર છે, તાર ! એમાં ગભરામણ શાની થાય છે ? એ કરે છે ને ધંધા શેરના. તે હોળી સળગી હશે.

**તાપીદાસ** : વાંચો વાંચો સેઠ, જુઓની ?

**અંબા** : આટલો તાર વાંચતાં પણ આવડે છે ?

**તાપીદાસ** : અડે મેડ વાલ્લામોઈ ! તું સું સમજે ?

**અંબા** : હું નહિ સમજું ? તમે જ સમજીને બધી ધાડ મારો છો તે ખબર છે.

**ગંગાદાસ** : અરે શેઠ, આ તો મોંકાણના સમાચાર છે.

**તાપીદાસ** : હાય હાય. પાઘડી-લુગડાં ઉટાડો ટાડે ટો.

**ગંગાદાસ** : તમારા કાકાના સાદુ ગુજરી ગયા.

**તાપીદાસ** : અડે ભગવાન ! ઓ માડા કાકાના સાદુ ડેએએ.

**અંબા** : ઓ રામ ! એંસી વરસે માણુસ ગુજરે તેમાં પોક શાની મુકો છો ?

**તાપીદાસ** : અડે ચુપ ડે વાહ્લામોઈ !

**અંબા** : ચાલો, ગાળ ન દીધા કરો–શોભતું નથી તમારૂં મોં.

**તાપીદાસ** : અડે મેડ, વાહ્લામોઈ ! વાટો સેની કડે છે ? બોલાવ ટાડી બેનપણીઓને.

**અંબા** : કેમ ?

**તાપીદાસ** : ટે પોક મૂકવી પડસે, કૂટણું બેસાડવું પડસે. કાકાના સાદુ જેવા સાદુ ગુજડી ગયા, ટે કંઈ કૂટણા–પાથડણા વિના ચાલસે ?

**અંબા** : હા તો, કૂટશે !

**તાપીદાસ** : અડે કોણ છે હું ટો ? કંઈ કૂઈટા વિના ચાલસે ?

**અંબા** : ડામ ! કૂટશે એમ ! વાંચો પેલા કવિ નર્મદાશંકર શું કહે છે તે. એ તો બધા ખોટા રિવાજો છે, વહેમ છે, અધોગતિએ પહોંચવાના રસ્તા છે. હું કંઈ કૂટવાબૂટવાની નથી. એ શા તમાશા ?

**તાપીદાસ** : અડે, એમાં ટને ટમાસો ડેખાય છે ? લૌકિક કર્યા વિના કંઈ ચાલે ?

**અંબા** : હા ચાલે. મારા ઘરમાં ખોટા રિવાજ નહિ.

**ગંગાદાસ** : અરે અંબા ભાભી ! પણ એમ છે—

**અંબા** : બેસો બેસો, જોયા તમને. સટ્ટા કર્યા કરો, સટ્ટા !

**તાપીદાસ :** અડે પણ આ ટે મારું વ્હડ છે કે તારું, વાલ્લામોઈ!

**અંબા :** મારૂં ને તમારૂં બંનેનું.

**તાપીદાસ :** જુઓ, જુઓ, આ પેલા નડમડાસંકડે આને કેવી છકાવી મુકી છ ટે. જુઓ ભાઇઓ, જુઓ. અડે મેડ મોઈ, એ ટો બડચાલનો માણસ છે.

**અંબા :** ખબરદાર, એને વિષે ગમે તેમ નિંદા કરી છે તો! જાઓની હિંમત હોય તો એની સાથે વાત કરવા? તે તો પાણી નથી, અને નકામી એને ગાળો દો છો! એ શું ખોટું કહે છે? મુઆ પછાડી કૂટવું એ મૂરખનું કામ છે.

**તાપીદાસ :** ( આજ્ઞાથી ) ટાડે કૂટવું પડસે.

**અંબા :** ( જોરથી ) હું નથી જ કૂટવાની.

**તાપીદાસ :** ( ખીજમાં ) ઓ વાલ્લામોઈ! ચોટલો ઝાલીને કુટાડીશ.

[ ઊભો થાય છે. ]

**અંબા :** અરે કુટાડ્યા! આ લો, હું ચાલી બહાર, તમારે જે કરવું હોય તે કરજો.

[ જાય છે. ]

**તાપીદાસ :** હાય હાય ડે માડી વહુ!

**અંબા :** ( પાછી આવી ) મને શા માટે કૂટો છો? હું તો જીવતી જાગતી છું હજી!

[ જાય છે. ]

**તાપીદાસ** : સેઠ! આ જુઓ સુદાડો! સું હવા બેઠું છ? સું ઠસે હવે દુનિયાનું?

**પરસોતમદાસ** : અરે ભગવાન!

**તાપીદાસ** : ચાલો સેઠીઆ! કંઈ કાકાના સાઢુને કૂટ્યા વિનાના ડખાય. એ નહિ કૂટે ટો આપડે કૂટીએ.

**ગંગાદાસ** : હાસ્તો કંઈ છૂટકો છે?

**તાપીદાસ** : આવો ભાઈઓ, ટમે છો ટો માડી લાજ રહી છે. ઓ માડા કાકાના સાઢુ ડેએએ......

[ પોક મૂકે છે. ]

**ગંગાદાસ** : હોય, શેઠ! ઘરડું પાન હતું...

[ પોક મુકાતી જાય છે, અને ગંગાદાસ આશ્વાસન આપતા જાય છે. ]

જેવી ભગવાનની મરજી...જીવ્યા એટલા જવાના......

**તાપીદાસ** : અડે હું જીવટડ જીવટો ડહ્યો અને કાકાના સાઢુ! ટમે મને કહ્યાકાડવ્યા વિના કાં એકડમ ચાઈલા ગયા ડેએએ...

[ પોક મૂકી છેડો વાળી રડે છે, પછી ગંગાદાસ આશ્વાસન આપતાં ]

**ગંગાદાસ** : અને ચાઈલા ગયા તો ચાઈલા ગયા, પણ અમને સાથે કેમ નહિ લઈ ગયા રેએએ...

**પરસોતમદાસ** : અને ગયા તો ગયા, પણ તાંથી ખબર આપવાની તજવીજ પણ કેમ નહિ કરતા ગયા રેએએ...

**તાપીદાસ** : અડે ભાઈઓ! આ બૈડાં નહી કૂટે ટો આપડે કૂટવું પડસે ડેએએ...

**ગંગાદાસ** : એ માટે અમે તૈયાર છીએ રેએએ. આવા કાજગરા મોત માટે કૂટ્ટા વિના કેમ ચાલશે રેએએ. લ્યો ચાલો, ઝીલો.

[ તાલ દાદરામાં રાજીઓ શરૂ કરાવે છે. ]

લાડડા રે, અગર ચંદનના ઓરડા, ઓય રે લાડા હાય હાય !
લાડડા રે, સુખડ રચીઆં કમાડ, ઓય રે લાડા હાય હાય !

લાડડા રે, સાગ સીસમના ઢોલીઆ, ઓય રે લાડા હાય હાય !
લાડડા રે, ગલવટ ગાલમશુરીઆં, ઓય રે લાડા હાય હાય !*

[ એટલામાં ધીમે રહી તાપીદાસ શેઠ ઊછળી આવી ધબડાક ધબડાક તાલમાં ચલતીમાં લઈ લે છે. ]

**તાપીદાસ** : હાય ! હાય ! સાડા હુટા !
હાય ! હાય ! સેજે સૂટા.
હાય ! હાય ! ટૂંકી પહારીએ.

**ગંગાદાસ** : હાય ! હાય ! એ દિવસમાં !
હાય ! હાય ! ખબર ના કીધી,
હાય પરોણા ! હાય ! હાય !
હાય રે ચુડી હાય ! હાય !

**પરસોતમદાસ** : એમ શું કૂટો ? હાય ! હાય !
બોલ્યું-ચાલ્યું હાય ! હાય !
માફ નહિ કીધું, હાય ! હાય !

**અંબા** : બંધ કરો, બંધ કરો ! આ તમાશો બંધ કરો ! આવે પ્રસંગે તો લગનનાં ગીતો ગાવાનાં હોય કે આવું કુટવાનું હોય ?

* નર્મગદ્ય પા. ૨૫૩

**તાપીદાસ** : પણ—

**અંબા** : અરે ચૂપ રહો, આ વિપુની વહુ આવી. અને સાથે બૈરાંઓ છે. એ પગે લાગે તો આ બે રૂપીઆ એના હાથમાં મૂકજો, લ્યો.

**તાપીદાસ** : હેં હેં વારુ વારુ. લો ભાઈ આ આંસુ લૂછી નાખો. સંસાર તો એમ સુખદુ:ખની ચકરડી છે.

**અંબા** : આવો આવો. આ તમારા સસરાજીને પગે લાગો. વિપુ ! ઓ વિપુ ! ભાઈ વિપિન.

[ વિપિન પ્રવેશે છે. બંને તાપીદાસ, શેઠને પગે લાગે છે. બે રૂપીઆ આપી આશીર્વાદ આપે છે. ]

**તાપીદાસ** : જીવતા રહો, સો સો વરસના થજો.

**અંબા** : બ્હેનો કંઈ સારાં સારાં કંઈ ગીતો તો ગાઓ.

[ મગેલી બાઈઓ ગીત ગાય છે. થોડી ગાય છે અને બીજી ઝીલે છે. ]

'સોનાના સ્થંભ હીરે જડયા રે' એ રાગ

કડવો લીંબડ અને કારેલી રે: કડવા અંબા વહુના બોલ
મેળાવડે સહુ મળ્યાં રે.
તે વહુને કોઈ ન છંછેડશો રે,
કરી નાંખે તરણાને તોલ. મેળાવડે...
તાપીદાસ શેઠને ધન્ય છે રે,
સહન કરે છે સદાય. મેળાવડે...
હાંલ્લું જો હોય તો બદલીએ રે,
માણસ બદલ્યું ન જાય મેળાવડે...

મેળાવડે જન સૌ મળ્યા રે,
　　　　સહુ જનો સરખા ન હોય. મેળાવડે...
સહુ મળ્યાં જમવા ને મહાલવા રે,
　　　　ઘરનાં તો કરવાને કાજ. મેળાવડે...
દલપતરામે દીધી ભલી રે,
　　　　સહુને શિખામણ સાર. મેળાવડે...

**તાપીદાસ** : તાડે હું પણ ગવડાવું. આવો મંગળ પડસંગ આવે તારે હું કેમ નહીં ગાઉં ?

વેવાણ લેજેરે તું સોપાડી
તારે બારણે આઈવો વેપાડી
વેવાણ જોજે રે તું રંગગીલા
જોઈ જોઈ ને થશે તારાં મોંરે વીલા.

( પડદો. )

———:o:———